અનુષ્ટુપ્—ન તે રોમાવલી કિંતુ તેહના હૃદયે થતી;
નાભિમાં પડતી જાણે રસધારા વિરાજતી. ૫૪

હરિગીત—મદમત્ત ગજના કુંભના સૌન્દર્ય મદને તોડતા;
નહિ એક કેવલ કેસરીનો પણ ગુમાન ઉતારતા,
આ'લું મનોહર મધ્ય છે એવું વિચારી વિધિએ,
મધ્યે ઘણું કૃશપણું કર્યું સખિજનો ! હરિણાક્ષિને. ૫૫

શિખરિણી—ન તેનું આ મધ્ય પણ રતિકલા તત્ત્વ સહુ આ,
ન તેનો વેત્તા કો શશિમુખિ ! ન ભોક્તા હરિવિના;
ઉદારે સર્વત્ર પ્રથિત કરવા એમ વિધિએ,
કરી રેખા કાળી સહચરિ ! ન રોમાવલિજ એ. ૫૬

ન તે નાભી કિંતુ નવ શરીર સૌભાગ્ય વપુની,
નદી કેરુ એ છે વમલ કમલાંક્ષીતણું સખિ !
હમારું તો જેમાં અતિ ચતુર આ ચિત્ત પડતું,
દુખે તેમાં તે આ ધૃતિ ગતિ વિવેકો વગરનું. ૫૭

ગીતિ—મણિગણ જટિત કનકના કુસુમથી લસિત અસિત પટગુચ્છોથી;
લલિત પીત દોરીથી લસતી ગ્રન્થિ પ્રિયા વસન કેરી. ૫૮

હરિણી—સખિ ! નહિ નિતંબો આ કિંતુ સ્મરપ્રમદાતણા,
સદન જઘનો પાસે કાન્તે ! કુરંગ વિલોચના !
ગુરુ ગુરુ રચ્યા કોશો દૈવે મહારસ દ્રવ્યના,
વ્રજવરતણા સ્નેહસ્થાનો નિરંતર ગૂઢ આ. ૫૯

પૃથ્વી—વિચિત્ર મણિ મેખલાપર રુડા ઘણા મૌક્તિકો,
પરોવિ કરીં જાળિઓ ધમકતી રચી ઘુઘરો;
બને મધુર નાદથી અમરપત્નીઓ મુગ્ધ ત્યાં,
સરોજનયનિ ! ઘણી વિલસતીજ જેની પ્રભા. ૬૦

મંજુભાષિણી—હરિકંઠનું ભૂષણ રમ્ય જે ઘણું વિધિએ રચ્યું શતમનોરથોવડે;
અતિ શોભતું અસિતકાચ કંકણે મૃગનેણિનું મૃદુલ બાહુ યુગ્મ તે. ૬૧

પૃથ્વી—પછી કનક કંકણો કુસુમ નીલ પટ્ટે ભર્યાં,
નવીન મણિ મોતિથી વિરચિયાં સુખે ધારતાં;
મનોહર કરોવિષે સુમુખિ ! રાધિકાનાથનાં,
પ્રિયા અધિક શોભતાં લળકતાં ભુજે ધારતાં. ૬૨

શિખરિણી—પછીથી સોનાથી ઘડી સરસ જે ગોળ કરિયાં,
કડાં રૂડાં ગોરી મરકતમણિનાંજ ધરતાં;
સ્વબાહુમાં, મારા મનનયનના પાશસમ એ,
ન કોનાં હૈયાને હઠ કરી હરે ના સુમુખિ ! તે. ૬૩
ગીતિ—વિવિધ મહામણિથી જડી દશ અંગુલિપર કનક મુદ્રિકાઓ;
નખથી ઉદિત કિરણના ભૂષણ જ્યાં શોભતાં મૃગાક્ષી ! ઓ. ૬૪
મંદાક્રાન્તા—ના આ બાહુ પણ કિસલયો પ્રેમપીયૂષ પૂર્ણ,
વા ના તેના મૃદુ કરતલો કિંતુ તે છેજ પદ્મ;
ના અંગુલી કમલદલની શ્રેણિઓ છે સખી ! તે,
ના હાલંતા નખમણિગણો કિંતુ તેની પ્રભા છે. ૬૫
વસન્તતિલકા—ના હાથ આ મદનરાજતણાજ બાણ,
પદ્મો ન તે નખ ખરે મણિ કાંતિમાન;
કિંતુ પ્રિયાસખિ ! રતિરણ જીતવા આ,
બાણો તણી જ અણિયો મદને દિધેલા. ૬૬
સ્વાગતા—મંદ મંદ ગતિ આ ચરણોની હસ્તિની સૂંઢતણી અહિં ક્યાંથી;
રમ્ય આમ અતિ સંશય કોને ઉરુમાંહ્ય ન થતો સખિ ! તેનાં. ૬૭
ગીતિ—કદલીસ્તંભે રચિયા હિંડોલાના સ્તંભયુગલ એહ;
મદનરાજના માનું, નહિ તેના ઉરુયુગલ સખી ! તેહ. ૬૮
અનુષ્ટુપ્—આનંદયુક્ત ગોવિંદ મનવાળાં તે મૃગાક્ષીનાં;
માનું રતિ ગૃહસ્તંભ નહિ તે જાનુ યુગ્મ આ. ૬૯
દ્રુતવિલંબિત—વિવિધ ઝાંઝર ઝંઝણ નાદમાં સુરવધૂમન મોહ પમાડતાં;
સ્ફુરત અંગુલિરંગ અલક્ત જ્યાં અયિ શુભે ! ચરણો બહુ શોભિતા. ૭૦
ગીતિ—સ્મિત લક્ષ્મીથી લજ્જિત રતિપતિએ ચરણકમલમાં પડતાં,
પ્રતિબિંબ રૂપ તે છે ચંદનનાં બિંદુઓ નહિ નખો આ. ૭૧
સગ્ધરા—ભાવી તેનું વિચારી હરિભજનવડે થાય કૃષ્ણેંદુ સંગ,
તેની એ યોગ્યતાથી શિતલતર રચ્યા જેમણે પાદયુગ્મ;
પદ્મોના સારથી તો, સુચતુરવિધિએ નિર્મિયા રમ્ય રીતે,
જે અગ્રે તો જડ્યા છે, સખિ ! શશિકિરણો, નામધારી નખો તે. ૭૨
ગીતિ—ચરણાંગુલિપર ભૂષણ કાંતિવડે કાંતિમાન અતિ લસતાં;
મૃગનયનીનાં જાણે વિષમકામઅહિતણા ફેણમણિ શા. ૭૩

તેમ ચિત્રપટ ધારી શિરપર મણિમય ચ્હી ઉઢાણીને,
ધરીં હરિઉપહાર સમો દધિકવશ કમલનયની અતિ શોભે ૭૪

શિખરિણી—સ્થિર ગ્રીવા રાખી દધિકલશને રમ્ય શિર તે,
વહતા તારૂણ્યે પ્રકટમદથી તુચ્છસમ એ,
સુરેન્દ્રબ્રહ્માને પણ ન ગણતા મૈયર ! સ્મિતે,
રૂડી લજ્જાથી હો ચપલનયને મુગ્ધ ન બને ૭૫

પૃથ્વી—સખીગણુથીં વીંટીયા વલય કિંકિણી ઝાંઝરે,
ઘણુ ખણુણુ સિંજ મન્જુ ગતિએ વને તે ફરે,
સ્વમિત્રસહ નંદનંદન જતાજ એ સુંદરી,
જુએ નિજસમીપમા કંઇક તેમને એ સખિ ! ૭૬

હરિણી—ચકિત નયને જોતા જોતા રૂડા મુખપદ્મને,
નજર હરતી તેને પાછી પ્રભુ ન લઈ શકે,
નિજ સહચરો સાથે તોયે પ્રિયાપર ચિત્ત છે,
પ્રિયસખિ ! જરા લજ્જત શકા વિવેક ન તેમને ૭૭

વંશસ્થ—ચન્દ્રાવલીના ઉપહાસશબ્દે દ્રવી સુગંધીમય વાયુ વાય,
તેનો થતો સંગમ અંગમા શુ સ્વસંગથી રોમ ખડા કરાય ૭૮

ગીતિ—પ્રસંગ એ સહ કરવો સહચરથીં અજાણુ તો કયી રીતે,
એમ ઉપાય વિચારી વ્રજવર વદતા વ્રજબાલોને તે ૭૯

શાર્દૂલ—ગોપી ગોરસ વેચવા સહુમળી આ જાય આપ્યા વિના,
મ્હારૂ દાન, તમે અહિં સુજકને લાવો ત્વરાથી બધા,
તેઓને વદજો, ન કો અડકશો એવુ સુણી સ્વામીંની,
વાણીને, ઝટ ધોભ ધોસ વદતા તો ત્યા ગયા તે પછી ૮૦

અનુષ્ટુપ—ત્યા કોઈ તેમને બોલ્યા કેમરે ગોપબાલક,
બોલાવે નંદનો પુત્ર તમોને ગોકુલેશ્વર ૮૧

અનુષ્ટુપ—કુલાંગનાઓ શુ કેમ તેહની દાસીંઓ અમે,
પ્રતિજ્ઞાથી તમો આવો ન તુથી ભય પામીએ ૮૨

ઔપચ્છંદસિક—ન અમે કંઈ ઉચ્ચવેણુ પોતે વદેીંયે સાહસથી કુલસ્ત્રીંઓને,
કરવુ વ્રજનાથ જે કહે તે, શુ ક્ષુધાતુર, સ્વઘેર જાવ તોરે ૮૩

ગીતિ—ન જાવ નંદશપથ છે વ્રજપતિ હુકમ વિના તેના વનમા,
વૃન્દા શ્રી તેનું વન ક્યાથી એનુ વિપિન અમારુ આ ૮૪

અનુષ્ટુપ્–વક્તા તમવાણીમાં જણાય જ અલૌકિક;
વક્તાશબ્દનો ધર્મ ખરો દૃષ્ટિ થતાં બને. ૮૫
તમોએ અતિ શાણાંએ શું ન્યાય પણ જાણીયો;
ભણાવવાને અન્યાય હમણાં તું અહિં આવીયો. ૮૬

વસંતતિલકા–તેવે વિલંબ ન સહી રુડી મેખલાના,
શૃંગારથી ઝણિત સુંદર ચાલથી આ;
ગોવર્ધનાદ્રિથકી ચંચલ વસ્ત્રજેનાં,
ચંદ્રાવલીનિકટ અંબુજનેત્ર આવ્યા. ૮૭

ઉપજાતિ–અગમ્ય વાણીમનથી કટાક્ષ–સૌન્દર્યનો લેશ વિચિત્ર વેશ;
સ્મિતશ્રિએ મોહિત કામ તે એ ભાળ્યા રુડા નંદકુમાર તેણે. ૮૮

ગીતિ–વદનસુધાનિધિ શોભાજલનિધિમહિ મગ્ન દૃષ્ટિને સુદૃશી;
અળગી કરી શકે નહિ સહસા તે સહ મન પણ ગયું વળગી. ૮૯
અપાંગરૂપ વિલાસોમય ઉત્તુંગતરંગે મનનયન;
અગાધ રસમાં પડીયાં બહાર ત્યાંથી થવા નહિ સમર્થ. ૯૦

મંદાક્રાન્તા–વેણીને વા દધિકલશને મસ્તકસ્થાયિ જે વા;
તે રસ્તાને વળિ ગમનને, વસ્ત્રકંચુકિને વા.
સાહેલીને નિજગૃહ અને દેહને કૃષ્ણને વા;
એ પદ્માક્ષી કંઈ ન સમજે તે સમે મોહમાં વા. ૯૧

ઉપજાતિ–તે શું અનુકૂલ તરંગ ધારે કટાક્ષપાતે સખિ! શું વધારે;
વિશાલ જાલો સમ વાણીએ તે ઉદાર સંજ્ઞા કરતાજ તેને. ૯૨
એને પિયુમાં દિશતી હતી જે ચાતુર્ય ધૈર્યાદિક સુક્તિ તેવે;
છે એજ ગોવિન્દપદપ્રતાપપ્રભાવથી માત્ર ન માનું અન્ય. ૯૩

વસંતતિલકા–હાસ્યે મુખે ચલકટાક્ષ વિલોચને ને;
જોતાં રૂડું સ્મિતતણી દ્યુતિએ ગતિએ.
શું વર્ણવું બહુ સખિ! નિજ દક્ષતાએ;
ઘેલી કરે રસિકતાનિધિ નાથ તેને. ૯૪

અનુષ્ટુપ્–ગોવિંદ વચને જાણે જાગ્યાં તે પણ સુંદરી;
સખિ! ઉદ્ધત આપે ત્યાં પ્રત્યુત્તર અનુત્તર. ૯૫

અનુષ્ટુપ્–કેમ આપ્યા વિના જાતી દાન ગોરસ વેચતી;
સિંજતી મેખલાધારી સ્વવૈભવ જણાવતી. ૯૬

ગીતિ—અત્યાર સુધી મ્હારી ગતિ પણ સુંદર ! ન શું તમે નિરખી;
જુઓ જુઓ એમ કહી કતિપય પગલાં ભરતાં તે સુમુખી. ૯૭
પૃથ્વી—ન જોઈ ગતિ શોભિતી તુજતણી ફરીથી મ્હને,
સમીપ અહિ આવીને નિજગતિ તું દર્શાવ ને;
અહો સુકુલીન નારિને નિકટ તેડતા નિર્ભય,
તમે જગતમાં દિશો વનવિષે જતા ઉદ્ભટ. ૯૮
અનુષ્ટુપ—શેની હુવે મ્હને ભીતિ સહાય તુજ ધારતાં;
સ્વસહાયી કરે ઓ હો ! મ્હને તો વિપરીત આ. ૯૯
ગીતિ—જાઓ સખિઓ ! ગોકુલ વૃત્તાંત કહો જ નંદજીને આ;
તમ ધર્મરાજ્યમાર્ગે નહિ શ્રવણ કર્યું પરાંગના ગૃહણ. ૧૦૦
તો શું નિમિત્ત જ લઈ જવા નિજગૃહે કરે તું ચાતુર્ય;
હું ગોપીજન ! સંધ્યાસમયસુધી નહિ જવા દઉં ઘેર. ૧૦૧
પૃથ્વી—તમે પુરુષરત્ન છો પછી 'હું ગોપિકા' ક્યાં વધ્યા,
અહો અવધિ યુક્ત ને શ્રવણ ભદ્ર જે આપમાં;
બહુત્વ તમ શી રીતે વ્રજકુમાર ! દિવ્યા ખરી,
દિશે તમ સુચાતુરી સકલ વાદિને જીતતી. ૧૦૨
ઉપજાતિ—વિશ્વાસ ઉત્પન્ન થવા અમોને જાણી સ્ત્રિયો એમ વદે મૃગાક્ષિ!
વધ્યા વિના શબ્દ અયિ! તમોને વિશેષ આ શ્વાસ થતો શ્રમેરે. ૧૦૩
ગીતિ—અધિક અધિક શું બોલો કુલસ્ત્રીઓને વચન આમ અંગ; !
ન સહન કરનારા અમ શું કરીએ પણ નંદરાયના સુતને. ૧૦૪
અનુષ્ટુપ્—ગોકુલેશ ! જવા ઘેર સ્ત્રીઓને કેમ દ્યો ન શું;
મૃગાક્ષીઓને વનમાં અમારૂં દાન લાગતું. ૧૦૫
ગીતિ—ન સાંભળ્યું તેવું આ દાન કહો તે અહો કંઈ લાગે;
પગમાં શિરમાં ભુજમાં કે પુંઠળ વા કહો અમોને તે. ૧૦૬
અનુષ્ટુપ્—પાલવે કંચુકીએ જે તમારૂં ગુપ્ત અંતર;
તેમાં એમ વદી વીર કરે સ્પર્શ જ ઉદ્ધત. ૧૦૭
પૃથ્વી—અરે કુલવતી સ્ત્રીને અડકતા શું મર્મસ્થલે,
ન ભીતિ કંઈ ધારતા સહુ વિસારી મર્યાદને;
સરોજનયની ! કરૂં પરસ નારીઓને સદા,
સખિ ! તુજ કહે કદા વસનસેતુ ઓળંગિયા. ૧૦૮

ગીતિ–કહ્યા છતાં પણ અમણું વર્તન ગજ સમ કરે અમર્યાદ;
તુજ વચન હોય જેવાં તેવી મ્હારી કૃતિ દ્વિગુણ થાય. ૧૦૯
વચને ચતુરશિરોમણિ નંદકુંવર જાણતાં અમો તમને;
અતિ અનુચિત પણ અહિંયા દધિનું દાન નથીજ સુણ્યું શ્રવણે. ૧૧૦
વસંતતિલકા–શું નાળિકેર ફલ અંબુજ નેત્ર! કે વા,
પુગીફલો શું દઇએ મૃગનાભિને વા;
વા અંબરોનું અહિં દાન શું લાગતું કે,
અત્યંત ઉદ્ધત વ્રજેશ! વદો તમે તે. ૧૧૧
ગીતિ–ગોપીના ગોરસનું દાન અમે ગોપિઓ! ગ્રહણ કરતા;
કુલાંગનાઓને તો કે તમ બાલક! આમ વચન વદતા. ૧૧૨
લલિત–વિપિનચારીને જલચરો કહે અયિ! તું કેમ એ ગોપઅંગને!
હજી સુધી ન મેં જાણ્યું આપનું અહહ રૂપ આ આમ રમ્ય શું. ૧૧૩
ઉપજાતિ–નિમિત્ત શું ગોરસનું કર્યું કે અમૂલ્ય વસ્તુ કંઈ સુંદરી! છે;
વક્ષસ્થલે જે સ્થિત ગુપ્ત રાખે મારા વિના અન્યનું મારુ ના તે? ૧૧૪
ગીતિ–હમેશ વૃંદાવનમાં અમે આવીયે છતાં પયોદાન;
કદાપિ નહિ સાંભળિયું શેનું તમને અપાય તે આજ. ૧૧૫
ઉપજાતિ–અત્યારસુધી અયિ! ચોરરીતે ન આપિયું આજ બધુંજ તે તે;
ગ્રહીશ હું દાન સદોરુહાસિ! આપીશ તું લે ક્ષણવાર શાંતિ. ૧૧૬
શિખરિણી–ગઈ ગાયો આઘી પ્રખર ખુરિનાં ચિહ્ન વનમાં;
ન દેખાતાં હા! હા! ઝપટ ઝટ આવો અહિં બધા;
સુણી એવાં વ્હાલાં વચન હરિએ ત્યાં સભય તો,
કહ્યુ હે હે ગોપો! જઈ તરત ગોરક્ષણ કરો. ૧૧૭
અનુષ્ટુપ–સર્વ ગોપો જતાં ઇષ્ટ થયું એમ જ પ્રેષ્ઠને,
અતિ પ્રસન્ન વદિયાં અતિ પ્રેમાળ નિર્ભય. ૧૧૮
તોટક–વિપરીત અહો વ્રજની લલના! મહુ આપણ ચોરજનો બનીયાં;
જનહીન વને પ્રમદા પકડે વર સાધુ જુઓ અતિ આપ બને. ૧૧૯
ગીતિ–વિપરીત સહુ તમારુ ધર્મ અમારો ગણાય ન સુનયનાં!
તમથી દાન ગ્રહવું યોગ્ય અમોને જણાય તે તો હાં. ૧૨૦
ઉપજાતિ–ઘણાં તમે છો પણ એકવો હું તેથી અનુકૂલ હવે કરુ શું;
દેવું પડે દાન બલિષ્ઠને રે વદી ચુમે એમ શશીમુખીને. ૧૨૧

અનુષ્ટુપ્-કેમ આમ કુલસ્ત્રીને કરો શૂન્ય અરણ્યમાં
આમ આમ વદી એમ હસી નખ ગુખે દિધા. ૧૨૨

વસંતતિલકા-રે આપનાં મુખથી રમ્ય સુગંધિદાર;
તાંબૂલચિહ્નિત થયાં શુભગાલ હાલ,
સૌન્દર્યસીમ નખ ચિહ્ન ઉરે જણાય;
તો શી રિતે નિજ ઉદાર! ગૃહે જવાય. ૧૨૩

શિખરિણી-શને તૂટી માલા ક્યમ વલયમાં છે વિરલતા?
થયું શાને ભોડું દધિકલશ છે ક્યાં શું થયું આ?
પૂછે આવું ક્રોધે ગુરુજન સમીપે પ્રિયનો?
કહું શું, સ્ત્રીઓનો પરવશ સદા જીવનવિધિ. ૧૨૪

ગીતિ-રમણીઓનું જીવન પરવશ છે પણ નહિ ગોપીજનનું;
મુજ આધીન જ તેતો પ્રિય સખિ! તુજને દિશે હવે ભય શું. ૧૨૫
ગોકુલ સકલ તમારે શરણ એક વળિ વિશેષ વ્રજવનિતા;
પરંતુ અહિં કો તમને કંઇક કહે વચન એમ બ્હીતા. ૧૨૬

અનુષ્ટુપ-હરિના મનમાં પેઠી વાણી વશ બનાવવા;
ન બહાર જવા શકત અંતરે પ્રેમપૂરનાં. ૧૨૭

ગીતિ-નિમિત્ત કેમ વદો નહિ કરો પ્રકટ ભાવ આપ કેમ નહિ;
ન કોઈ પણ અહિં સુણતું કેમ નાથ! ભય અંતર થાય સહી. ૧૨૮

પૃથ્વી-કૃશાંગિ! દધિભાંડને તુજ શિરે જરા ભાળવે;
ન હું અહ! સમર્થ છું વિપુલ ભાર ભાસે મ્હને,
અહિં મધુરિ! મૂક તે ક્ષણ વિરામ લે થાકમાં,
કૃતાર્થ બનતા રુડા મલયવાયુએો વાય આ. ૧૨૯

હરિણી-કુસુમ મૃદુ એ શોભાલા ને વિશાલ ઉરઃસ્થલે;
તમ વસન આ તેને તો ના અમોથી સહાયરે,
ક્ષણ પણ અમારા હસ્તોમાં કરો, વ્રજગોપીનાં;
નયનમીનના વારિ છો નાથ! આપ સુશોભિતા. ૧૩૦

ભુજંગપ્રયાતા-ઉતારી જ આ પાત્ર તારું દધિનું;
સરોજાક્ષિ! દે દાન તું શીઘ્ર મ્હારુ,
તમારુ વ્રજેશ પ્રભુ! વસ્ત્ર તેને;
તમારી શું આજ્ઞા થકી દેઉં કોને. ૧૩૧

ઉપજાતિ–શિરસ્થ ધારી દધિપાત્ર હસ્તે પિયુ સમીપે વદું વાત કોને;
ભાગે જ આ એમ મુખે વદંતા પાડયું ધરામાં દધિપાત્રને ત્યાં. ૧૩૨
સ્રગ્ધરા–તેવે ચંદ્રાવલીએ નિજપ્રિયતમને યુગ્મ હાથે ગ્રહીને;
બોલ્યાં એવું ઝપાટે વ્રજ જઈ સઘળું આમ વૃત્તાંત કહે ને,
ના આવી એ શકે તો તુજ સમીપ હવે એમ ઔદ્ધત્ય વાળી;
સૂણીને એક ચાલી ન અધરરસને યોગ્ય એ તો વ્રજે રી! ૧૩૩
ઉપજાતિ–મ્હેં ધારી એને કમલાક્ષિ! કે વા મ્હને ગ્રહી છે વદ તત્ત્વ તું આ;
સમાનમાં નાગર! શો વિરોધ નીવી તથા પીતદુકૂલ વીણ. ૧૩૪
અનુષ્ટુપ્–તું જ મધ્યસ્થ થા આલિ! અમો ઉભય વાદિની;
જ્યાં ન અંતર તંતુનો ત્યાં મ્હારી ક્યાં સ્થિતિ થતી. ૧૩૫
ગીતિ–ખિન્ન થાય સજની આ તમ તનુસંગમતણી સુભગ! આશે;
મનરંજન અતિ એનું કરો ધીરજ વ્રજરની અનેરી છે. ૧૩૬
તુજ સંગે આવ્યાનું ફલ સખિ! આ પ્રકટ શું થયું અમને;
નિજ સરખી બીજીને પણ કરવા અલિ! ઉરમાં શું વાંછે. ૧૩૭
અનુષ્ટુપ્–તેવે હર્ષે નિજસ્પર્શી થવા કર પ્રસારતા;
તે પ્રત્યે નવપ્રેમાર્દ્રહૃદયે વદતાં પ્રિયા. ૧૩૮
શાર્દૂલવિક્રીડિત–મા મા મા અડશો જ માનદ! તમે એવું વદી વારતાં,
હાથે ચિબુકમાં ઉરસ્થલવિષે તોયે પ્રભુ સ્પર્શતા;
તે કાલે કંઈ ઓર આંખ કરતા રાધેશમાં પ્રેમિના–
સ્પર્શે તેમજ મિષ્ટ મિષ્ટ વચને આધીન તેવે બન્યાં. ૧૩૯
વસંતતિલકા–છેડો ગ્રહી વિવિધ રમ્ય ફુલે ભરેલો,
સંભારતા સ્મરલતાગૃહતોરણો શો;
ડાબા ભુજે નખર સુંદર ગાઢ રીતે,
તેને કહે તું અલિ! જા શું જઇશ તું કે? ૧૪૦
હરિગીત–મદને મધુર મુખચંદ્ર ચંચલ તારલાં લોચન લસે,
મૃગનયનીઓને મનમનોજ્ઞ કટાક્ષમય અવલોકવે;
નવ પ્રેમઆર્દ્ર સીંચેલ કંઈ નયનાંબુજેએ એ બધાં,
નીહાળતાં અનિમેષથી અલિ! સ્થીર અબલાઓ રહ્યાં. ૧૪૧
ગીતિ–વદ સખિ! વદન નિહાળી વચન રસાળ સુણી તે વ્રજવરનાં;
લોકત્રયમાં પણ કો સુભગા નારી બને ન અતિ મુગ્ધા. ૧૪૨

શાર્દૂલવિક્રીડિત—સાધી ભ્રૂધનુવે કટાક્ષશરથી લાગી ગઈ પૂર્વથી,
તેથી દૂર જવાય ના કયમ કરી નીહાળી પાછી ફરી,
સેનાઓ લડતી અનગવીરની શુ ઓપીઓ તે સમે,
વાકા કઠ કરી જુએજ હરિને આધીન સર્વે કરે. ૧૪૩
ગીતિ—તે સમયે વ્રજવરનુ પ્રકટ નિરીક્ષણ અલિ! પ્રિયાજનમા,
મોહ માન મિશ્રિત અવનવા પ્રેમને પૂર્ણ પ્રકટ કરતા ૧૪૪
નીલ સુધારસસાગરપર ગોપીજન દગ સરિતા ભળતા,
પ્રભુ સારૂપ્ય થવાથી ઐક્ય પામતા થયા શુ! તેહ તદા ૧૪૫
વસતતિલકા—ઓ મુગ્ધ! હુ મુખ પરે હરિ! વારિ જાઉ,
છોડો જ પાલવ વિલબ પથે અમોને
હે અગ! આપ મન માન્યુ દઇશ તેજ,
ઓળખી ગેહપતિને અતિ યત્નથી હુ ૧૪૬
ઉપજાતિ—એવુ વદતા કરપલ્લવેથી ગ્રહી પિધુ ચિબુકને મૃગાક્ષી,
સંકોચ હસ્તે કરતા ચુમે તે કટાક્ષથી ત્યાર પછી વદ્યા તે, ૧૪૭
માલિની—અભિનવિત અમારૂ કચુકીમા લપાયુ,
અતિ સરસ વળી જે બિ'બને નિન્દનારૂ,
વિતરણ કર વસ્તુ તે મ્હને વેણુ સાચુ,
કર સખિ! વળિ આધુ વસ્ત્ર આ સારૂ તારૂ ૧૪૮
ઉપજાતિ—આ'વુ વદી પાલવ ખેંચતા તે ફાટયુ નિહાળી નિજ વસ્ત્ર તેવે
વૃથા કરી ક્રોધ વદ્યા સુગોપી બ્હીન્યા શુ જાણે નિજ બધુઓથી ૧૪૯
નીવીજ મ્હે આજ નવીન અગ અગે કરી લગ્ન ગણી સુવસ્ત્ર,
ઉમગથી, તે હમણા તમોએ આ'વી કરી ઘેર જઉ શી રીતે ? ૧૫૦
પૃથ્વી—કહે વસન કેમ આ તુજ તણું જ ફાટયુ દિસે,
શુ ઉત્તર વદુ કઈ મિષ નથી ગૃહે જો પૂછે,
સુગુપ્ત નહિ આ બને અરર કેમ! આ'વુ કર્યુ,
મજેશકુવરે કર્યુ મિષ બતાવજે આ નર્યું ૧૫૧
ગીતિ—નિજ જીવન જાતા પણ નહિ લઉં તમ નામ નાથ! કોઇ સમે,
કોઈ સમય પણ ન કૃપણ સ્વકીય સર્વસ્વનો પ્રકાશ કરે. ૧૫૨
વસનતિલકા—આ'વુ કહ્યે ક્ષય ધરે યદિ તો અમારૂ,
લે વસ્ત્ર આપ મુજને અલિ! વસ્ત્ર તારૂ,

આ સુક્તિ સુગ્ધ રતિમાં અતિ કામિનીની;
ના અંગ! એ અમતણી પણ નાગરીની. ૧૫૩
ના હું કહું અનય ઓ અલિ! આ દધિનું,
કૂહે મૂલ્ય, વાલમ! ન મૂલ્ય ગણાય એનું;
જો હોય આગ્રહ સુમૂલ્ય તમે જ યોગ્ય,
આપો મ્હને, મદનમોહન દિવ્યકાય. ૧૫૪
ઉપજાતિ–હારાદિનું દાન શુભાંગિ! દેતાં છે વ્હીકમાની પણ યોગ્ય તો આ;
લે મૂલ્ય આપું કહી એમ ચૂમે થયું ત્હને પૂર્ણ ન કે કહે તે? ૧૫૫
ગીતિ–વ્રજરાજકુમાર! કમલસમ કોમલ! તમ કૃતિ આ સહુ સારી;
વસન તજો જોશે જન કોઈ રાજપથપર તમ બલિહારી. ૧૫૬
શિખરણી–નિકુંજોની પંક્તિ વિધવિધ ખીલેલાં સરસ જ્યાં;
કુલોએ ફેલાતા વિમલ સુરભે મત્ત ભમરા,
સરોજાક્ષી! બીજું શ્રવણ મનને ગોચર ન જે,
સુખે જો તું તેને ત્યજ નિજ જનોનો ભય અને. ૧૫૭
ગીતિ–બાણ પાંજરે છાનું રહ્યું રતિપતિનું સ્વભાવ સર્વસ્વ;
કુસુમમય નહિ લતાગૃહ આમાનું હું મૃગનયનિ! એમ. ૧૫૮
પૃથ્વી–નિકુંજપુરમાં અહિં મદનરાય ધૈર્યાદિકે;
સુમન્ત્રિસહ વાયુ કોકિલ સુબંદી જેને સ્તવે,
સ્ફુરંત કમલે મદી ભ્રમર ગાય જેને જ્યી,
અપાંગશર તાહરાં પણ ન સંચરે જ્યાં સુધી. ૧૫૯
શિખરિણી–રતિ સ્વામી તારા શશિમુખિ! કટાક્ષ દ્યુતિથકી,
ખરીદાયો દામે કમલસરથી સુંદર અતિ,
ઘડ્યું તારુ હર્ષે ગૃહ નિજ બધાથીજ ઘટતું;
પ્રિયે! સ્વીકારીને કર સફલ તેનો શ્રમય તું. ૧૬૦
ઉપજાતિ–સ્વબાણથી વેષ્ટિત કુંજદુર્ગે કંદર્પયોદ્ધો કલકંઠનાદે;
મ્હને નિમન્ત્રે અહિં યુદ્ધ માટે સહાય આજે કર આલિ! તું તે. ૧૬૧
પૃથ્વી–સુખદ્યુતિવડે પ્રિયે! મદન તું થકી લાજીયો;
રચી વિજન રાનમાં ભુવન રમ્ય તેમાં રહ્યો,
વિચિત્ર કલકૂજને વિનય વાણીએ એહને;
મનાવ મમ સાથ સુંદરિ! મદાલસાક્ષી! સુખે. ૧૬૨

ત્વદીક્ષણકટાક્ષ બાણવતી હારતા ભાગીને,
વસે સ્વશરવેષ્ટિત સ્મર નિકુંજ દુર્ગે ભયે,
નિતંબિનિ! સુમધ્યમે! નિજ વિહાર બધાવટે,
સહાય કર તું મ્હને અહિં નમાવવા એહને ૧૬૩
અનુષ્ટુપ્-આજ હું સ્વાર્થસિદ્ધિનું દ્વાર તારું શું અંતર,
કુચને પામતા પામું કામસંપત્તિઓ બધી ૧૬૪
ઈંદ્રવંશા-ચંદ્રાવલિ! ત્વન્મુખ પૂર્ણચંદ્રમા સૌન્દર્ય સિંધુપર સિંધુ કેટલા,
કે પૂર્વથી પૂર્વ વિલક્ષણી ઘણા ક્ષણે ક્ષણે થાય તરંગ તેટલા ૧૬૫
વસંતતિલકા-તારાં સુનેત્ર કમલોમહિ ખેલનારા,
તારા મહી ભ્રમરથી ચપળા કૃશાંગિ,
શોભા મરંદ ઝરતા સખિ! ચોગમે તે,
મ્હારા દૃગ ભ્રમરને પણ પારણા છે ૧૬૬
વંશસ્થ-મદીય નેનાણુ જ ખીલવાથકી ન ચંદ્ર ભાનું શશિકોગ્રિ શૈત્યથી
પ્રિયે! ન તારું મુખ વર્ણવી શકે ન ત્યાં કવીના પણ વેણુ પ્હોંચશે ૧૬૭
માલિની-મુજપર અધિકો જે કામને થાય રાગ,
નિજરસ શર ચાપે ના હણાતું સ્વસર્વ,
પ્રકટ અહિં કર્યું તે શુભ્ર તેથી મહર્ષે,
વદનકમલ તારું આ ઘણું રમ્ય લાગે ૧૬૮
ગીતિ-મુજ મનને વશ કરવા તુજ તિલક અધિક વિલસે મધુરી હે!
ભ્રુકુટિધનુષ સાધીને બાણું મદનનું પ્રચંડ શું! જાણે ૧૬૯
શાર્દૂલવિક્રીડિત-જો એ ચંદ્ર ચકોર તો કમલ એ તો ભૃંગ આલિ! અને,
જો તારું મુખ શુદ્ધ સ્નેહજલ તો આ મીન નેત્રો બને
સૌંદર્યામૃત દિવ્ય જો નિમિષતા ના થાય આ ચક્ષુમાં,
તેનું તત્ત્વ લહી શકાય નહિ હે પદ્માક્ષિ! તો હાથમાં ૧૭૦
ગીતિ-બિંદુ સહિત જાણે શું શુંડ દંડ આ મદનગજ તણો છે;
વેણી વિલસે મૌક્તિક પંક્તિ અધિક ગુચ્છ ધવલ અગ્રસે ૧૭૧
વસંતતિલકા-લોકોત્તરા હૃદયકોમલતાજ તારી,
છે અણુજાક્ષિ! નવપુષ્પનું બાણું ભારી
કોરે જઈ હૃદય તેહની શાંતિ સારુ,
ત્યાં વૈધરા ત્સમ તું કર તે સુધા શું ૧૭૨

ગીત–કર ચરણ નખશશીની માલા મુજને મળી ધરી સમયે;
ચંદ્રાવલિ ! પોતાનું નામ સત્ય તું કર નિજનું આજે. ૧૭૩
વદતાં હસી નિરખતાં લલિત વદન અંગ સંગ ચંદ્રોએ;
ચંદ્રાવલિ ! તું મુજને શીતલકર તુજ ખરુ નામ કરને. ૧૭૪
પ્રથમ સમાગમ જાણી ધરવા ભેટ યુગલફલ ઉરના જે;
આણ્યાં અધિક મનોહર ઝાંઝર મંગલ ઘોલવડે તો એ. ૧૭૫
અનુષ્ટુપ–વિલંબ ત્યજ પદ્માક્ષી ! પૂર મા'રા મનોરથો;
આજ સૌ સખિઓ સાથે પામ આનંદ તું ઘણો. ૧૭૬
ગીતિ–મુખસુધાંશુથી ગળતાં અમૃતસમ વચન પિયુનાં શ્રવણ કરી;
સહુ રીતે અંતર વશ થતાં પરસ્પર નિરખે વદન મળી. ૧૭૭
પૃથ્વી–પછી સહજ ગાઢ એ પ્રણયપૂરમાં ડૂબતાં,
લજ્જાઈ ભય ધૈર્ય ઉત્સુક કૃશાંગિ વીંટી વળ્યાં;
સ્વહાથ થકીં તેમને ચિબુક બાહુ ગંડસ્થલે,
સ્પૃશંત ભળિયાં શું સૌ જલધિમાં પ્રિયાઓ દિસે. ૧૭૮
શિખરિણી–પ્રિયા હસ્તસ્પર્શે પુલકિત થતા જે પ્રકટ તે,
સ્વભાવોદ્‌ગારીને રસઅલસથી આર્દ્ર નયને;
મુખો જોતા વ્હાલા વ્રજવરવધૂનાં મલકતાં,
રુડાં રાધા બ્હેની ! ચિરસમય એ તત્ત્વ ભજતા. ૧૭૯
વસંતતિલકા–ગોપીકપોલમય દર્પણમાં સ્વરૂપ,
જોતાં વિશેષ રટતા નિજ રાસ ખેલ;
આનંદસિંધુલહરી સમ તે પ્રિયાઓ–
સાથે નિકુંજ ગૃહમાં પ્રિય ચાલીયા તો. ૧૮૦
ઉપજાતિ–પ્રિયાખભે બાહુ ધરી વિચિત્ર લીલા કરંતા કરપલ્લવોએ;
સર્વોત્તમા એ પ્રમદાજનોમાં કંદર્પનો ભાવ ભરે વધારે. ૧૮૧
શિખરિણી–થઈ શોભા તેવે વ્રજવરની તે ના કહિ શકું,
પરંતુ મ્હારું આ વચન સજની ! એક સુણ તું,
ઉપાડી જે ધીરાં સ્વપદકમલો સ્થાપન કરે,
ત્રિલોકસ્ત્રીઓનાં શશિમુખિ ! નમાવે જ મદને. ૧૮૨
અનુષ્ટુપ–નિકુંજ આંગણે પાથર્યાં તરુપલ્લવ જ્યાંઘણાં;
પ્રવેશ્યા પ્રિય તે સાથે વિરાજ્યા વસ્ત્ર આસને. ૧૮૩

શિખરિણી—હસતુ છે ઇંદુમુખ, નયનપદ્મો ચલ અતિ,
કરતા હાસીને રસ પ્રકટતા તે વ્રજપતિ,
વધા વ્હાલાજી કે સ્વઉચિત મ્હને દાન કર તું,
કહી લ્યો ગોપીએ સુમુખિ ! પિયુને ચુંબન કર્યું ૧૮૪

ઉપજાતિ—ઉદારહાસે રદપંક્તિ ભાસે તેવેજ ઉદ્દીપિતકામ ભાવે,
તેઓ હરિના મનમાહ્ય ધૈર્ય કરી શક્યા નેત્રવડે ન તોએ ૧૮૫

શિખરિણી—ભુજે ધારી ગોપી કુસુમમય કુંજે પ્રિય ગયા,
પ્રિયાસાથે પુષ્પે નવકમલની સ્હેજ ઝટ ત્યા,
રચી રુડી, પોતે પ્રકટ રસભાવે સ્વસરખા,
ઉમંગે તે સંગે રસિક પરમોદાર રમતા ૧૮૬

હરિગીત—અધિક પુલકિત કાય, સીત્કારે પ્રકટ રસધાર થા,
સ્મરસદનપ્ર.કમણે થતા જે શ્વાસથી સુંદર ઘણા,
અતિ વેગ હાસ્યથકી થતા ઉર સ્નેહભાવે લાજતા,
સ્મસભર સુદૃષ્ટિ, લલાળ ચચલલોચના સહુ ખેલતા ૧૮૭

પુષ્પિતાગ્રા—પિકસમ કલ કૂજતા કૃશાંગી કરી ઘનચુંબન દતદશ દેતા,
સરસ વિવિધ બંધના વિલાસે શ્રમ જલયુક્ત વ્રજેશને રમાડે ૧૮૮

વંશસ્થ—પ્રિયાગ સંગે રસ આ મને મળ્યો મળ્યોજ કેવોય પિયુને જાણવા,
નિતંબિની યત્ન કરે શુ તે મમે થઇજ તે ભાવથી પૂર્ણ એકતા ૧૮૯

અનુષ્ટુપ્—કેમ કૃત્રિમ તે ભાવ થતો સ્થીર વિલાસિનિ !
અંતમા ભજવા ભાવ લાજે મત્તકતા બની ૧૯૦

ગીતિ—કઠ્ઠક ભીંચેલ નયન વળિ અધર રતાશ રહિત રોમાંચિત જે,
શ્રમાંબુ સુંદર મુખને પિયે પ્રિયાના ધન્યવાન વર એ ૧૯૧
રતિરસજલધિવિલાસો નવ તરંગમહિ પ્રિયાવડે પડિયા,
પાર ન પામ્યા એ પણ પોતે પૂરણ કૃષ્ણચંદ્ર વળિ આ ૧૯૨

શિખરિણી—સહે ના હે આલિ ! સ્વદૃગનિમિષનું અંતર પણ,
પ્રિયાનું જોતા એ મુખ વજિ મળ્યે એ મનપજ,
પ્રિયા વ્હાલાને તો હૃદય ચિર આલિંગન કરી
સુતત્ત્વો પામેલા અધિક ભજતા ધ્યાનની દશા ૧૯૩

અનુષ્ટુપ્—વેણીગુંથન આરંભી ચરણે અંગના સુધી,
પ્રેષ્ઠે શૃંગાર પ્હેરાવ્યા સ્વપ્રિયાના કહ્યા થકી ૧૯૪

ઇંદ્રવંશા—પછી પિયુએ નખતારલાવિષે મુખેંદુને દર્પણ જેમ દાખવ્યું,
ચન્દ્રાવલી જોઈ સુખે નિહાળતા લજ્જણ કૈં હાસ્યથી પ્રેષ્ઠવક્ત્રને ૧૯૫
ઉપજાતિ—રોમાંચધારી બહુ હર્ષવંતા એ કપોલ આનંદ સુધાનિધિને,
કુચગ્રહીને ઘન ચુમતા જે સીત્કારધારે નવ આશયે તે ૧૯૬
ગીતિ—વિવિધ કુસમથી સકુલ કુંતલપર મુકુટ અતિ લલિત નમતો,
જમણી ભ્રૂકુટિપર કંઈ રચતા બહુ મુદિત બની પ્રિયને તો ૧૯૭
મૃગમદતિલક પુલકમય લલાટમાં પિયુના રચતા મધ્યે,
નિજમોતીમય સુદર કરતા બિંદુ પ્રિયા કૃશાંગી એ ૧૯૮
વસંતતિલકા—કર્પૂર કુંકુમ કુરંગમદે મળેલા,
આરંભી સુંદર કપોલ થકી પ્રભુના,
પાદાણુજોસુધિ રુડું મુખચંદ્ર જોતા,
તે લેપતા સખિ! વિચિત્ર સુચંદને હા ૧૯૯
અનુષ્ટુપ્—કુચકુંકુમના પંકે લેપેલા ઉત્તરીયનું,
નિતંબે બાધતા શ્રીને શુભાંગી વસ્ત્ર શોભિતું ૨૦૦
પછી વિચિત્ર ચરણે કુરંગમદ કુંકુમો,
લગાવે ચંદ્રવદની ઝાંઝરો રમ્ય યુગ્મ જ્યાં ૨૦૧
ઉપજાતિ—સ્વકાટલીને ઉરમાં પિયુના ધરી સુહારો વળિ કુંકુમોએ,
વિચિત્રમાલા પણ પુષ્પ કેરી કંઠે ધરે કુંડલમંડિતા એ ૨૦૨
શ્રીકૃષ્ણના કર્ણ વિષે શુભાંગી પુષ્પો ધરે આ સખિ! કર્ણિકાર,
ગંડસ્થલે સુંદર સૂક્ષ્મ સૂક્ષ્મ રચી ઘણી અદ્દભુત ચિત્રરેખા ૨૦૩
અનુષ્ટુપ્—પ્રિયા નાસાપુટે રમ્ય સ્વનાસાપુટ ભૂષણ,
ધરી પોતે ધરે તેમ તેમનું પ્રમદોત્તમા ૨૦૪
શિખરિણી—નિહાળીને તેવું રૂપ શશિમુખી! હર્ષિત બની,
અધીશ શું ભેટી પ્રિય મુખ ચુમતા પ્રિયસખિ,!
ન જાણું વા કેવું સુખ અનુભવ્યું અંતર દૃગે,
પ્રિયાએ ને નાથે પ્રણયભરપૂરા સુનયને ૨૦૫
અનુષ્ટુપ્—સ્વવિલાસલવે હારે જ્યાં કંદર્પ, વ્રજાંગના,
સર્વ સંગે રમે શ્રીમાન્ રસમદ વ્રજેશ આ ૨૦૬
શાર્દૂલવિક્રીડિત—આ લોકત્રયમાં કંઈ ન અમને તો છે અપેક્ષા સખિ!
નિત્યે ચિંતન એહ છે ફરી ફરી પદ્માક્ષિ! એ માગણી,

આવુ સુદર નદનદન સદા સર્વસ્વદાને ધીરા,
ગોપીરગ રમોજ વર તે અમ્મરતૃતે ફુઝ્મા ૨૦૭
રાધાચ્દ્રાવલીગોપીદાનીએ કહ્યુ દિવ્ય આ,
સપૂર્ણ કુઝ્મા વાથ શૃગારરસમડન ૨૦૮
ઇતિ શ્રીકૃષ્ણનુ તેમ પ્રિયાઓનુ જ વાછિત,
સર્વસ્વદાન અન્યોન્ય સ્વાશયે વિઠ્ઠલે કર્યુ ૨૦૯

दानलीला गुर्जरानुवाद सम्पूर्ण ।

श्रीकृष्णाय नम ।

# शृङ्गाररसमण्डनम् ।

## उल्लासः ।

### श्रीमत्प्रभुचरणप्रकटितः ।

प्रथम उल्लास ।

હરિણી–વદ વદ મ્હને, રાધા લક્ષ્મીથકી અતિ સુદર,
સુવદનિ! થયો તે સગે કેમ અગમ નૂતન,
સખિ! વિદિત એ કહેવુ શુ! તે મ્હને પણ એ કથા,
વ્રજવરવધૂદાસીઓનુ કૃશોદરિ! જીવન ૧
ઝૂલણા–નિજ નિજ સ્વામિની સ્મરણ કરનાર તે ભાવથી પ્રકટ ભરપૂર પ્રેમે,
પુલક અતિશય ધતા અગપર જેમના લોલ લોચનવિષે અશ્રુધારે
વ્રજવર પ્રાણપતિ રમણ રસ ઉદધિના નીરથી આપ અન્યોન્ય સઘળા,
સુખ હૃદય ધારતા ચિંતતા તે સમય શ્રીતણું ચિત્ત પણ હરણ કરતા ૨
શિખરિણી–નજે વાસ્રીકિરા અતિશય સુભાગ્યે પ્રકટીયા,
યશોદામા તારાપતિસમ અહો પૂર્વદિશમા,
થયો એઓને એ પ્રભુપર અતિસ્નેહ, હરિને,
પરતુ રાધામા અતિશય થયો રાગ સખિ! હે ૩
કદા કાલિંદીના તટ કમલગંધે ઘનિક આ,
ઘણા હર્ષે ધીરા સરસ પવને સુંદર સદા,

સુખે વૃન્દારણ્યે નિજસહચરીવૃન્દસહ તે,
જતાં જોતાં રાધા યુવતિગણવેષ્ટિલ હરિને. ૪
સુરાધાનું ગાઢા હરિવદનશોભાજલધિમાં,
થયું હૈયું રાધાસખિ ! સનયને મગ્ન અતિ જ્યાં;
મૃગાક્ષીના તેવે સુખશશિવિષે ઇષ્ટ હરિની,
પડી દૃષ્ટિ રૂડી અતિ ચિર સમે સ્થિર અધિકી. ૫
મળી દૃષ્ટિ ગોપી પ્રિયતમતણી સ્વામિની તણી,
થયો તેવે ભાવ પ્રણયિનિ ! કંઈ તે પ્રિયભણી;
બધા જેથી સ્વેદો પુલક વળિ સ્તંભાદિ પ્રકટ્યા,
ત્વરાએ ભાવો ત્યાં સ્ફુટ સજનિ ! રાધારમણીમાં. ૬
નવપ્રેમે પૂરા ક્ષરિત ઉરમાં એ હરિતણા,
કટાક્ષે વ્હાલાના બહુ મદનબાણો પ્રસરતાં;
જતાં હૈયામાં ઓ સખિ ! કઠણ સાજાત્યથી ઘણું,
કૃશાંગીને તેથી નહિ કહિ શકાતું દુઃખ થતું. ૭
ઘણાં આસક્તા તે કૃશવપુ અધીરાં સખિ ! તદા,
કદા રાધા બાધા અધિક કરતાં ભાવ ધરતાં;
નિકુંજે જ્યાં ગુંજે ભ્રમર પવનો મંદ વહતાં,
થઈ લીના દીના લલિતસખીપ્રત્યે ઉચરતાં. ૮

મલ્હાર રાગ.

હરિ વિહરે યુવતિજનસહ સખિ ! મૃદુ મૃદુ પવનને સેવે;
શું કહું વાણી વિનય નહિ મુજ એ પણ મનમાં ઘણું બોલે. ધ્રુવપદ. ૧
વદનકમલ એ મધુર મલકતું જોઈ ધૃતિ ગતિ જાય;
અંગ અવર સ્મર કોટિ સુંદરતર મેં ન નિરખ્યું ક્યાંય. ૨
પ્રકટ્યો મદન હુલાવે જાણે નયનકુસુમનાં બાણો;
આમ અધીરાં શ્રીરાધાનું કથન શુભ વિસ્તારે. ૩

શિખરિણી—દિઠું આદ્યેથી શ્રીમુખકમલ પ્હેલું હરિનું તે,
ફરી કેમે હાસ્યે શુભ અતુલ દર્શાવ મુજને;
દઉં તેને કહે શું સખિ ! ભુવનમાં શ્રેષ્ઠ તુજને,
બન્યા પ્રાણો મા'રા હરિનયન આકર્ષિત અરે. ૯

ગીતિ—આમ કથન ગણ ગણતું સાંભળતાં અતિ ચતુર સહચરી એ;
રાધાપ્રત્યે વદિયાં બતાવતાં સત્વર વ્રજવરને તે. ૧૦

## વસંત રાગ

હરિ અહિં વ્રજયુવતીશતસંગે,
વિલસે કરિણી ગણુમાં નવ ગજ વર રતિપતિ માન ભગે. ધ્રુ૦ ૧
ભ્રમિત વિલાસે ચચલ નયને સૂચવતા બહુ ભાવ,
કોઇક નેત્રકટાક્ષકમલવડે પૂજત પિયુકલરાવ ૨
સ્મિત રુચિએ હરિનુ સુંદર મુખમ્બુજ જોઇ સુખમ્દ,
ચુબે કોઇ નિતબવતી કરપર ગ્રહિ ચિબુક અમદ ૩
ઉત્કટભાવ પ્રકાશિત ચાપલ મોહન નિધુવનશાલી,
રમતા કોસહ પીનઘનસ્તનપર લળતા વનમાળી ૪
નિજ પરિરભણુ કરવે સત્વર નિરખી હરિઅવિશ્વાસ,
કોક કોઇને બલથી આગળ કરે કૌતુકે સહાસ ૫
કોઇક નીવીબધ વિમોચન સભ્રમ લજ્જિતનયના,
રમતા હમણાં સુમુખિ! હઠ થકી કરથી ધરી નિજવસના ૬
પ્રિય આલિંગન વિપુલ પુલકધર દ્વિગુણિત સુભગ શરીરા,
ગાય કોઇ સખિ! હરિવર સગે રતિ રસમય રણધીરા ૭
રમતા સભ્રમથી સરતા પટ ચદન બિદુ ઉદાર
નિરખે સ્મિતમય વિસ્મત મનથી પિયુનુ વપુ સવિકાર ૮
કોઇ મગે કર નહિને ચાલે અવસતર સહવિલાસ,
રાધે! તમ પૂરોજ મનોરથ પ્રકટિત આ હરિ રાસ ૯

(પુષ્પિતાગ્રા) કમલસમ સુકોમલાગસગે પ્રકટ થતો સ્મરભાવ અગના,
સહુને સહ વિહરે ઉદાર, થાતા પવન કલિંદસુતા તટે વન તે ૧૧

(હરિગીત) યમુનાતટે મદમત્ત ભ્રમરોથી ચખાતા ફૂલડા,
નવપલ્લવો વપુ ધારતા જે ભાસતા અતિ ફૂટડા
જેણે મધુર મુરલીસ્વરે અતિમુગ્ધ ગોપીજન કર્યાં,
હરિ એ મનોરથ તમતણા પૂરણ પ્રસારો સો ઘણા ૧૨

इति प्रथमोल्लास ।

अथ द्वितीयोल्लास ।

(શિખરણી) તુંએ હારો એવો વિમલ સુવિહારો હરિતણો,
નિહાળી મ્હારાથી અતિ રતિ બીજામા થઈ અહા
ઘણી ઇર્ષ્યાથી તો ન રહિ શકતા મોહવશમા,
જતા ના તે આવુ ચિર હૃદય આદોલિત થતા ૧

પછી આવી બીજે સ્થલે કંઈ લતા કુંજ ગૃહમાં,
મરંદે ગુંજે ત્યાં મદે ભ્રમર ધીરા પવન જ્યાં!
સ્વભાવે સ્નેહાળી સખિ! કમલનેત્રા કંઈ મીંચી;
વધાં રાધા કોઈ સ્વસહચરીને ગુપ્ત વળતી. ૨

રાગ—કલ્યાણ.

આ મન સજની.ક્ષણ પણ હરિને વિસરે નહિ આતુર અતિ;
વિવિધ વિલાસે સરસ નયનશરથી મા'રી હણાઈ ગતિ—૧ ૧ ધ્રુવ.
મધુર સુમુરલીનાદે મોહિત્ત યુવતિજનલસિત વશ કરતા;
મુજ નયન ઉપર વદન ધરત જ્યાં જન મૃગખગ વિસ્મય બનતા.૨

પૃથ્વી—ધીમી ગજસમી મત્ત સુમુખિ! તે ગતિ તે સ્મિત;
બને મન વિમુગ્ધ કાંઈ શુભ આર્દ્ર જેનાં દૃગ.
મુખેન્દુ પર રમ્યતા વચન ચાતુરી માધુરી;
સુધા પણ લજાય હા! ત્રિભુવને ન ક્યાં એ ખૂબી. ૨

શિખરિણી—પ્રિયાનું જે મુકતાફલથી રચિયું બિંદુ નવ જે;
સ્વભાવે કસ્તૂરીતિલક નવલું કેલિકુતુકે.
ધર્યું વ્હાલાએ તો અહલ બહલાથી ઉભયને,
અહો શું શોભા છે અધિક વદવું ક્યાં અવર એ. ૯

ગીતિ—ઉંચે ગાય છતાં પણ ગોપી ઘન ભેટતાં પુલક ધરતાં;
સ્થિર અતિ ચંચલ થીવા નાસા ભૂષણ મુજ મનને હરતાં. ૬

શાર્દૂલવિક્રીડિત—વાંકો કંઠ, ચલાવિ અંગુલિ રૂડી ભ્રુવક્ર વાંકાં દૃગો;
શાતા સુંદર ઓષ્ઠમાં મુરલિકા ને ફુલ્લ નાસાપુટો;
બ્યત્યરતાંઘ્રિ ધરી સુખે અધરનું પૂરે સુધા પૂર એ,
અંભોજાક્ષિ! ન લક્ષ કે ત્રિભુવને શું કાર્ય ધાર્યું કરે. ૬
હો કોટિસ્મરગર્વહારિ હરિનાં અંગો તણી વાત શું;
તો હું વર્ણવું એ ત્રિભંગવપુનું છે ધામ સૌન્દર્યનું,
મા'રી દૃષ્ટિ વિવેકિ ચિત્ત વપુની માનું ગતિનો સખિ!
આવિર્ભાવ કર્યો ત્રિભંગ વિધિએ જેથી હું આ'વી બની;

ગીતિ—સહાસ વદતાં જેને મદાંધ મધુકર સુગંધથી ભમતા;
એ પ્રભુ વેણુ વગાડે નહિ પણ અધરામૃત મુજને ભરતા. ૮

ઝૂલણું—મોરલીનું લઈ નિમિષ મુજનેય પિયુ પૂરતા અધર રસમય સુધાથી,
સુતનુથી અંતર ન અંતર વિષે જરા થાય એવું પ્રિયતમે વિચારી;

૪

ચિત્ત મારૂં હર્યું તેવિધે આપનો રસભર્યા આપશ્રીએ પઢીથી,
ભાવ તે તો નિવારાય ના કોઈ દિન ખચિત હું તો કરૂં કે એ'ની ૯

રાગ કેદારો.

મુજ મહ કોબ્મિદનસુંદરતગ રમાવ કેમે કરીને તું,
રમણ રસ સુચિર જમાવ સજની! લાવ રસિકવર હરિને તું ૧ ધ્રુવ૦
કુંજે લપાઈ રચિત કુસુમશયનપર જઈ એકાન્ત વિષે શું,
રતિ રસ વેગે હસતા એ કઈ શરમાતી શુભ અતર હું ૨
વદવે મધુર ચતુર વર નત્વગ, મૃદુમૃદુ હસી વદતી મુજને,
કરતા મા'રૂં શિથિલ વસન પિયુ કુસુમ શયનપગ નિવેશિને ૩
મુજ ઉર ઉપર શયન કરતા કરી આલિંગન ચુંબન દઇને,
પીતા અધર મધુર રસ પુલકિત રતિગણ ધીર બની હું ને ૪
વિધ વિધ રમણ કુશલ માનદ કોયલ મધુર કુહુકુહુ કરતી,
શ્રમ જલ કણ સુંદર મુખ કમલ અધર રમપાને ઉલ્લસતી ૫

શાર્દૂલ૦—અર્ધું વસ્ત્ર સરેલ અર્ધ તિલકે પ્રસ્વેદ અર્ધા સર્યાં,
પુષ્પોએ લટ રમ્ય મોહ કરતા આસ્યેન્દુથી શોભતા,
વાંગી ભધરતા વિશેષ રસથી ગર્વિષ્ટ ગોપીતણા,
જોની હું પિયુને કટાક્ષવશ છે નિર્વૃતિ પામુ સદા ૧૦

અનુષ્ટુપ્—સુગધિયુક્ત પુષ્પોથી યમુના જલમિશ્ર જે,
ન કરે સુખ તો વાયુ તે ભારે જેમ મદ એ ૧૧

પુષ્પિતાગ્રા—વિવિધ કુસુમ ખીલિયા શશીના હિમ કિરણો સહુ એ ઘણું દહે છે,
કઈ પણ સુખ નહિ કરે કરૂં શું વદ સખિ! સગમ પ્રેષ્ઠનો શી રીતે ૧૨

હરિગીત—રતિસાગરે રમણી વિલાસ અપાગ રગ તરગમા,
અનિઝવતા નવનવનેહ ભરાઈ રસલીના થતા,
હરતું નવિન શોભા મદનમદ તવ વદન તે ભાળતા,
લજ્જા થતા હસતા સરસ આ આશ તમ પૂરો સદા ૧૩

इति द्वितीय उल्लास ॥ २ ॥

अथ तृतीय उल्लास ।

ગીતિ—મધુસૂદન હરિ પણ એ ધારી રાધાને ઉર નિજ રમતું,
વિચારતા રસિક મુકટમણિ અતિ આસક્તિએ અધીરા શું ૧
પ્રકટ મનાવા તેને લજ્જાનુ પ્રણય કોપ ભીરૂં જે,
પરિક્રમણ કરતા કઈ વિરાજિને વિધવિધ વિચારતા એ ૨

પુષ્પિતાગ્રા–હરિ હરિ થયું શુંય શું કરૂં આ શું વળિ અનાદર કોપધારી રાધા,
અહહ શું કરશે ઘણા વિયોગે રસિલી હવેજ પ્રસન્ન કેમ થાશે. ૩

હરિણી–કુટિલ ભૃકુટી કોપ્યાથી લાલ ઓઠનું કંપવું;
અરૂણ નયને સ્નેહે આર્દ્રીદ્રે ચંચલ ભાળવું.
ઝપટ ગતિએ રૂડી સાડી સરેલ કરે ધરે;
મુખ કમલની શોભાને ના તજે મન આગ્રહે. ૪

ગીતિ–રોષે રાતાં તેનાં નયન યુગલને કરૂં અધિક વિચાર,
કમલ યુગ્મ શું જાણે અતિ અરૂણ પરાગપૂરથી રમ્ય. ૫
તેનાં ભૃકુટીધનુષે લગાવેલ બહુ કટાક્ષબાણોએ,
દુઃખ થતું ના શમતું પ્રિયાઅધરરસ સુધા વિના ભેષજે. ૬
સુમુખિ ! મને નિજ માની તું અહિં નિજ વચન સુધારસ પૂરે,
સિંચન કર કરકમલ સ્પર્શવડે પરિહર અતિ તાપ અને. ૭
તવ કૃપામય તરંગે લસતા લાવણ્યસાગર વિના એ,
મ્હારૂં મનમીન મહા સમર્થ થાય ન વિહારવા ક્યાંયે. ૮

શિખરિણી–વદી એવું સ્વામી પ્રણયભર ભારે શિથિલ એ,
રસાળા કાલિન્દી તટપર નિકુંજે વિમલ જે,
વિરાજ્યા ત્યાં રાધાપ્રિય સહચરી કોઇ વદીયાં,
નિજ સ્વામિનીને અધિકતર દુઃખ પ્રિય વિના.

રાગ કાનરો.

પ્રિય ! તમ વિરહે તે ખેદ કરે,
અતિદીના સુકુમારી નિન્દે હિમકરને પણ રે. ધ્રુવ પદ
ત્રિગુણ પવન દહનસમ સમજે ચંદનથી પણ દુઃખ ધરે,
નાથ ! તમારૂં નામ જપે નિત નિજદેહ ભાન વિસરે. ૧
તમમય પ્રાણજીવન જેનું તમ લીલાવિધ કરે,
તમ કૂજનને અનુસરતાં તમનામ નિરંતર ઉચરે. ૨

હરિણી–ચકિત નયને જોતાં ઉંચે સ્થિરા થઈ વ્યોમમાં,
તમતણી ઘણી ચિંતામાં મગ્ન મૂક બની ગયાં;
ભુવન અનલ ત્રાસે શ્વાસો ઘણાં વળિ મૂકતાં,
તમવિરહની દાવા જ્વાલા શિખાસમ નાથ ! હા. ૧૦

ગીતિ–તમ વિરહમર્મ વાગે મૂર્છા પામ્યાં નહિ કયમ કરી જાગે,
તમ કરૂણાએ માગે હમ ઉપાય નહિ કંઇક કામ લાગે. ૧૧

ચંદન લેપન વિષસમ ચંદ્રકિરણ કમલ પણ અનલ માને,
કંઠવિષે માલાને પાશ ગણે હાર ભારકર ધારે. ૧૨
ધરણીપર આળોટે નાથ! વિરહ વધતાં વિહ્વલ રાધા,
વિલપે રડે તમારી તોયે કમલ સદૃશ કોમલ બાલા. ૧૩
અતિ દીના તમને નિજ હૃદયે રાખી સમીપ અતિ નમતાં,
સ્વકીય પણ જીવનને ન યાચતા એ અધિક સુહાવું ક્યાં. ૧૪
ડગલે ડગલે ઉચરે ચિરસમયથી તમ ચરણ શરણ મારે,
મારો વા જીવાડો નિર્જાગસંગે તમ વિરહે સુજને. ૧૫
રોમાંચ સુભગ! ધારે સીત્કારે કૃશતનુ થથરે ભારે,
તપે બળે વળિ લથડે આથડતા મૂર્છિત અતિ દુ ખી છે. ૧૬
આમજ વિષમ જ્વરમાં તમ અધરામૃત સિંચન કરવામાં,
જો કરૂણા કરશો તો જીવે નહિતર હું કહું શું દીના ૧૭

વસન્તતિલકા—મેઘોથી પીડિત નિજ વ્રજ રક્ષવાને
સહેજે ધર્યો જ ગિરિરાજ કૃપાર્દ્ર ચિત્તે.
પૂરો મનોરથ બધા પરિપૂર્ણ તે આ.
ને તાપ સત્વર હરો સખિ! રાધિકાના ૧૮

इति श्रीशृङ्गाररसमण्डने तृतीय उल्लास ।

अथ चतुर्थ उल्लास. ।

માલિની—અહિંજ રહું હજી હું સત્વરે રાધિકાને.
મમ મૃદુ વચને જા લાવતું સ્વામિનીને,
મધુરિપુ હરિએ તે મોકલી સાર્દ્ર ચિત્તે.
અતિ ચતુર સખી એ આ કહે રાધિકાને. ૧

રાગ કલ્યાણ.

નંદ કુંવર તવ વિરહે રાધે! ન સુખ ધરે હમણાં કેમે,
રટણ કરે તુજ નામજ બહુ બહુ વિષમ ચંદ્રને પણ નિંદે ધ્રુવ પદ ૧
અતિ ચિંતનથી ઐક્ય પામી તુજ સમ પણ દુ ખ સકલ પામે,
શું કહું અધિક તને સૈયર? એ અતિશય કોમલ વ્રજવર છે ૨
તન્મય થઈ હુંકાર કરતા, નંદકુમાર પધારતાં,
એમ વદતા અનુભવતા નિજ દશા સખિ! પ્રિયતમ વર ત્યાં ૩

વસન્તતિલકા—તારૂં સ્વરૂપ અતિ સુંદર નીલ મેઘે,
ઉત્પન્ન વીજ મદહારક સુદરાંગિ!

એ સામ્ય થાય નવ અંબર પીત એમ.
ધારે ઉરૂ ઉરપરે નિત નાથ તેમ. ૨

ઔપચ્છંદસિક—અધરે વળિ અંજન પ્રકાશે તુજનાસાપર મોતી રમ્ય ભાસે.
મુખ તુલ્ય બને અલિ? વિચારે ઉર ગુંજાફલ માલ નાથ ધારે. ૩

શિખરિણી—સહે શા માટે તું વિષમ શર સંતાપ સજનિ,
ચલ સ્વામીને તો મળ વિરહને શાંત કરની;
પિયુને સંતોષી અમૃત વચનોએ હૃદય તું,
ઉમંગે શ્રીઅંગે વિલસ પિયુસંગે અહિં ઘણું. ૪

માલિની—સજનિ રજનિ આ ને ગાઢ તે અંધકાર,
સમય તજ સખિ! તું નીલ નીવીજ ધાર;
ડગ ડગ શ્રમ લેઈ ઝાંઝરો રાખ મૂંગાં,
ચલ વલય વગેરે ઢાંક તું પાલવે આ. ૫

દ્રુતવિલંબિત—વિવિધ કોમલ પલ્લવ પદ્મને સ્થલજ પુષ્પવડે વર આપ તે.
શયન આલિ! રચી તુજ વાટડી ચકિત થૈ નિરખે ઘડિએ ઘડી.

શાર્દૂલવિક્રીડિત—પધારીને ધીરે નમિત નયને તે નિરખશે,
મ'ને ભેટી પ્રેમે રતિ પણ ઘણી તેમ કરશે;
ઉરે ચિંતા તોયે શત ઘણી ધરી ભાવભર તે,
તદા તે તે રૂપે પ્રભુજી બનતા કેવલ રસે. ૬

ગીતિ—એવા હરિવર તો જો અનુસરતાં ત્રિગુણ પવન જ્યાં વહતાં,
આથી શું પરમ અધિક સુખ સખિ! વદ સુંદર છે ત્રિભુવનમાં. ૭

સ્રગ્ધરા—જાણે તું સ્નેહ રીતિ મધુરિપુ વરને સ્નેહની રેલ રેલી,
છે ભારે આર્દ્ર આર્દ્ર પ્રિય ઉર વળિ તું તો બની પ્રેમ ઘેલી;
તોયે તું આવવા ત્યાં અહિં નહિ સમજે તે ન જાણું હું હેતુ;
બાંધ્યો માનાબ્ધિ કેરો કમલનયનિ! ઓળંઘિયો તેજ સેતુ. ૮

શિખરિણી—સુણી એવાં તેનાં વચન અરૂણાં આર્દ્ર નયને,
નિહાળી દૂતીને બહુ વિરહથી દીન મૃદુએ.
વધાં કોપે અર્ધાક્ષર જલ ભરેલાં કમલનાં,
દલોને ક્રમે તે ઉરપર વહેતાં સખિ! ઘણાં. ૯
વદે આવું તું શું અલિ! યુવતિયૂથો લપટતા,
અરે! સ્વચ્છંદે તે વશ થઈ વિલાસેજ રમતા.

ભલે તેણે તોયે પ્રિય વિરહથી તસ મનડુ,
પીવા મીઠા તેનો અધર રસ ચાહે શુ કરૂ હું ૧૦
ઉપજાતિ–કહ્યુ બધુ તે યદિ સત્ય હોય ના કેમ આવે ઝટ નાથ તોય,
નિર્દોષ હું જે પણ આમ મા'રી થતી ઉપેક્ષા કર્યું દૈવ ભારી ૧૧
ગીતિ–જેનુ સ્મરણુ થતામા ચન્દન વિષ પવન દહન સમ થાય,
તોપણુ ન તજે પ્રિયને અતિ સ્વતન્ત્ર બન્યુ મુજ મન હાય ૧૨
કલકના એ સમયે નિમિત્તથી કુલટાના દગ જલને,
ધારણુ કરતો શશિ આ ઉદય થયો અનિલ વિયોગાનલનો ૧૩
કુલગણોના કોપે અરૂણુ કટાક્ષ નિસરતા શુ રાતા,
શશિ નિરખી તે દીના કરતા સતાપ હરિ વિવળ થતા ૧૪

### પંચમ રાગ

હા! હા! શુ હરિ મુજને કરૂણા કરશે,
અધર સુધારસ પાઇને શું જીવન ધરશે ધ્રુવપદ
સગ આશાથી પણુ નહિ સારૂ જીવન મા'રૂ,
દૂતી મુજને વૃથા છેતરે ધારૂ
કોને શરણે જઉં માધવ વિણુ નાથ! કૃપાનિધિ છો,
દીન હું પ્રિયતમવર! મુજને મુખનુ દર્શન દ્યો ૧
શિખરિણી–બન્યા દુ ખી એવા સ્મરણુ ન ઉરે એક પણુ જે,
વિયોગાગ્નિજ્વાલા સહિત મનનો સ્પર્શ પણુ તે,
ન જાણે તે પ્રાય સખિ! અહિ ઘણુ સુદર થયુ
સદૈના પ્રાણો આ ક્ષણ પણુ વિલબ પ્રભુજિતા, ૧૫
પ્રભુ સ્ત્રીસજોગે લપટઇ ગયા મન્મથમદે
તજી લજ્જા તેઓ અતિ ચતુર બીજા સ્થલ વિષે,
જવા દે ના તેથી પ્રિયતમ તણી વાર થઈ એ.
હમે જાણ્યા કોથી અતિ મધુર મૂર્તિ વિધિવશે ૧૬
શાર્દૂલ–ગોપીનેત્રનું અજન વ્રજવધૂનેત્રો તણુા તારલા,
તેઓને કુચ અગ્ર નીલ મણિશા છે જે કુમારી તણુા
ગોપીબાહુતણા તમાલતરૂને લતાસગ આશે ચણી,
વેલીના સુર વૃક્ષ એ ઝટ કદારે ઇષ્ટ રાધે! હરિ ૧૭

ઇતિ શ્રીશૃઙ્ગારરસમણ્ડને ચતુર્થ ઉલ્લાસ ।

## अथ पञ्चम उल्लासः ।

શિખરિણી—પછી રાત્રી આખી ક્યમ કરી જતાં નમ્ર બનતા.
લજાતાં અત્યંત ચપલ નયને સુંદર ઘણા,
પ્રભાતે સહાક્યે મધુર વદતા ને વિનવતા.
નમંતા સ્વામીને પણ મરમમાં ખિન્ન વદીયાં. ૧

ગીતિ—માધવ ! જે રસપૂરણ બહાર અંતર પણ છો ખચિત તમે,
તે રસ વિરૂદ્ધ વહવું ન ઉચિત સત્ય વચન વદતા તમને. ૨
સાધુ દિશો તેઓનાં નયનોમાં નિજગુણ પણ જે રાગ,
દઇને તેહ મલિનતા પોતે ધારો તમે વ્રજાધીશ. ૩
અધર વિષે દંત દિશે સ્પષ્ટ થાય નિશ્ચય રસભંગ અને,
સ્થાને સ્થાન સ્તાશે અનુરાગે વિરલપણું જણાવે છે. ૪

અનુષ્ટુપ્—હજુ સુધી ઘણું ધ્યાન ધરતાં તમ અંતરે,
બહાર પ્રકટ્યા એનાં કુચકુંકુમચિહ્નતે. ૫
તમે તે તે તમે તોછો એમ તેનું સુરંજિત,
વક્ષ શ્યામ ? જણાવે તે અપેક્ષા શી હવે મમ. ૬

ગીતિ—જે તેમાં પ્રેમ થયો તેજ નયન કમલ ઉપર પ્રકટ બને,
ઉજાગરે ઉપજેલો એ નહિ છાનો રહી શકે તમને. ૭
માનું હું માધવ ! તમ લોચન તાગ વિષે હજુ છે તે,
ઘડી ઘડી મીંચો છો શુભ રાખવા મુજ આગળ તેને. ૮
શી શંકા છે મુજને મદનવીર વિજયની હૃદય રેખા,
ધારી, તે પણ પ્રમદા અલૌકિક અધિક દાન કરે જેઆ. ૯

અનુષ્ટુપ—ન તેનાં નખનાં ચિહ્ન પરંતુ તમ અંતરે,
પેસવાને રચ્યું દ્વાર તેણે અગ્રિમ સંશયે. ૧૦
નમતાં તમને તેનું વીર ! જે કુચકુંકુમ,
તમ પાયતલે આવ્યું શું શું શુભ કરો તમે. ૧૧

ગીતિ—અનુકૂલ હૃદય તેની સમીપ જાઓ વ્રજેશ સત્વર કે,
સુકમલ નયન ! અનુસરો ઇચ્છા પૂરણ કરી હવે જેહો.
રજની પૂર્ણ કરીને હજી અહિં આવવા ન દે તે તો,
અતિ સાધુ છો કિશોર ! પ્રભાતમાં જે તમો પધાર્યો છો. ૧૩
આખી હું પણ મુજમાં જો તમ કૃતિ નિશ દિન બનતી આમ,
ત્યારે તો શું કરું હું નાથ ! શું ભાવી અજાણ હું તેમાં. ૧૪

કંઇક નિમીલિત નયને આળસમાં રતિ ચિહ્ન ગુપ્ત કરતા,
રાધા ભયથી, હરિએ શાંત કરી કમલ નયનીની પીડા. ૧૫

इति श्रीशृङ्गाररसमण्डने पञ्चम उल्लासः ।

अथ षष्ठ उल्लासः ।

ગીતિ–વિષાદથી મૂંગા સ્મર શરથી ખિન્ન પ્રકટ હરિનું રૂપ,
હૃદય ધરે ધ્યાન કરે તેને વદિયાં ચતુર સખી ધીરે. ૧
સાંભળ સખિ! સુવચન મુજ મા કર તું માન આતુર પ્રણયી,
પ્રાણપ્રિય પિયુમાં નહિ ઉચિત આમ કદિ કરવું શુભનયની. ૨

વસંતતિલકા–વા વાય મંદ વનમાં અહિં તેમ રાધે!
જો પ્રાપ્ત થાય અભિસાર પદે પ્રભુ તે,
ત્રૈલોકમાં અવર તો સુખ તત્ત્વ છે શું;
તું જાણતી બધું તથાપિ કહું તને હું. ૩

અનુષ્ટુપ્–રાધે ત્વદ્ભાગ્યમહિમા ન વેદ પણ પામતા,
જે કૃષ્ણને ત્રિલોકશ્રી શોધે આસક્ત તે તુંમાં.

ગીતિ–ખેદ કરે શું મુગ્ધે! ઝટ મળ મધુ મથનને હૃદય તાપ,
તજ સકલ કર યુગલ તુજ નયન કમલ દરશન કરતાં આજ. ૫
કહુ કેટલું તુજને નહિ પરિહર માધવને કોઇ સમે,
અપરાધી પણ પ્રણયી વૃત્તિ હૃદયની અશક્ય તેથી રે. ૬
કુચના કુંકુમને સખિ! ન સિંચ લોચન જલથી તું તો આ,
પ્રકટ અનુરાગ જે છે પ્રિયતમ વિષય ખરે નહિ દહન કદા. ૭
પ્રભુનું અતિ કોમલ મન તવ માન સહન કરવા નહિ શક્તિ,
તે અહિં આવો મધુરૂં વદો ઉદાર હરોજ હૃદય આર્તિ. ૮

વસંતતિલકા–એવે સમે પ્રણયકોપથી કામપીડા.
નિ:શ્વાસથી અધર કંપિત ત્યક્તમાના,
સાનંદ ઇન્દુમુખી સાથ વદ્યા મધુરૂં.
પ્રેમ સર્યાં રસિક આર્દ્ર ઉરે પ્રભુ શું! ૯

રાગ કલ્યાણ.

કમલ નયનિ! તું માન વિસાર.
ન ઉચિત તુજને મુજપર ધાય મદન અપાર–ધ્રુવ પદ.
નિજ અધરામૃતથી મદન રચિત તાપ દૂર કર,
મધુર વચનથી સુખ વિસ્તાર. ૧

ગીતિ–તુજ કુચકુંભાલિંગન આરંભસમયનો જ સુસત્કાર,
આમ અનેક્ષા મુજને સખિ! આપો સુખ કેમ કરો વાર. ૧૦
લોચન કમલયુગલ તુજ નવલ શરદ પૂનમ શશિકિરણોએ,
રંજન કરો પ્રભાના પ્રતિબિંબે અંક સહિત હો આજે. ૧૧
મદન મંગલકલશમાં નવદલ પંક્તિ વિલસજો પ્રિય સખિ હે!
પ્રકાશતું સ્થિરરસને બિંબ અર્ધ ચંદ્રનું ધરાવ તું તે. ૧૨
જો મુજપર કોપિત તું પ્રણયિનિ! સુંદર વિધવિધ બંધોને,
દંતક્ષત નખરશરો કર મુજપર હરખથી હું તારો રે. ૧૩
તુજ ભૃકુટિધનુપપર જે ચડાવિયાં નયનબાણ કામતણાં,
અલક્ષ્ય કેમ કરે નહિ મુગ્ધે! તુજ પાસ હું છતાં હમણાં. ૧૪
અનુષ્ટુપ્–સર્વાંશમાં સખિપણું આપણું છે ન કે સખિ!
પરિણામે અને ધર્મે તેને તું ધાર તત્ત્વથી. ૧૫
શિખરિણી–થતાં આશ્લેષે વારિથી વચન મંત્રિ અધરની,
સુધાએ ને નેત્રાંબુજમિલનથી તેમ સુમુખિ!
ઘણી શાંતિ પામે મદન વિષનો તાપ અતિએ,
અયોગે ના બીજા તજ પ્રિયતમે! વાર સખિ! હે. ૧૬
ન કો બીજી મારા તમ ગૃહીત આ અંતર વિષે,
રહેવાને શક્તા પરમ તરુણિ! દૈવ તુંજ છે;
તજી શંકા મારાપર કર કૃપા મૌન તજ ને,
સરોજાક્ષિ! સામું નિરખ અતિ આનંદ ધરને. ૧૭
ગીતિ–દૂર જતી ગાયોને પ્રેમે નિજ નવઘન આર્દ્ર વચનથી,
ઉર્ધ્વ ભુજાએ તેડે એ હરિ રાધાપ્રિય કરજો સુખથી. ૧૮

इति श्रीशृङ्गाररसमण्डने षष्ठ उल्लासः ।

अथ सप्तम उल्लासः ।

આ'વું ઘણું વિનયથી હરિથી પ્રિયાને.
નામે પ્રસન્નવદની સજની! મનાવી,
પામ્યાજ વેશ રચિ કુંજ સુપુષ્પ સેજે.
લાજે પ્રફુલ્લ દૃષ્ટિને વઢિયાં સખી તે, ૧
અનુષ્ટુપ્–રાધે! તું સરખી કોણ સુંદરી છે ત્રિલોકમાં,
આ'વા શ્રીકૃષ્ણ જેને તો અવંઘ્રર ધરાવતા. ૨

ગીતિ–એમ વદી સુમુખી અતિ મુદિત બની મૃગમદ મલયાગરૂથી
કપૂર અગરૂ સારે એને ઉદ્વર્તન કરતી સજની, ૩
અનુષ્ટુપ્–પછી કેવલ કાશ્મીર લેપથી સખિ! લેપન,
કર્યું સુગંધ સહજ અંગે મોહક એહને ૪
વસંતતિલકા–તેને પછી કનકના પંપુષ્પના એ,
ગુચ્છે રૂડા વિમલ સૂક્ષ્મજ પીત દામે
આનંદથી કટિ વિષે રચું નાભિ ભાગે,
નીવી રચાય વર રંજન મોહનાએ ૫
ગીતિ–મધ્યમ રહેલ તેથી અવલંબન વગર મધ્ય વિજ્ઞાન
આધાર કુચકલશ યુગ કરેજ પરમ સત્વનુ નિજમાપ ૬
વીજ ઉપર નીલ જલદ સ્થીર વીજ તેપર અહ જો હોય,
વિધ વિધ વેષે સહિતા કંચુકિનુ થાય તે સમય સામ્ય ૭
કંચુકિ નીલ સજાવી વિવિધ વેશ ચતુર સહચરી સજવી,
તેને દ્વિવિધ થનારી એમ રતિ રચું સૂચવતી રમણી ૮
ધોળા પીળા જાઈ જુઈ નવલ, માલતી સહુ કુસુમે,
રચતા વેણી સુંદર મુક્તાગુચ્છા માત ઉપર વિલસે ૯
મૃગમદ તિલક રચીને વાકુ મણિ જટિત વિમલ મોતી અને
તેપર રચતા એને અલક વિષે વિરલ કુસુમ ધરતા ને ૧૦
ભ્રમર કુંજમા રાતી કમલપરાગની યદિ રેખા હોય,
મકરંદબિંદુઓ વળી કેશ વેશપર થાય તદ્દા સામ્ય ૧૧
શાર્દૂલ–મોતી શ્રેણિ ન આ મહાસુરનદી કેશો ન તે કિન્તુ છે,
કાલિન્દી, વળી એ સરસ્વતી નદી સિંદૂર રેખા ન તે,
વેણી આમ, રચ્યુ શુ, ઇચ્છિત ફલો દેનાર તે તીર્થને
કંદર્પે, મુનિવર્ય માધવતણા સંયોગથી થાય છે ૧૨
ગીતિ–કનક મણિ જડિત વિધ વિધ શણગારે મનહર કર્ણ ઉપરતો,
રાતા પુષ્પ લગાવ્યા યુગલ ચઢાવેલ જેમ મદનશરો ૧૩
ગીતિ–દલિતાંજન સમ શ્યામલ હરિ પરમ વિષય નયનોને એના,
જણાવતુ અંજન શુ આંજ્યુ પ્રિય સખિ! સર્વે તરફ તેના. ૧૪
હરિગીત–નયનારવિંદતણો અધિક રસ જાય નહિ એ પ્રેયસી,
યત્નેજ અંજનસેતુ રચતા હાલ લવ તૂટ્યો અહિં,

એ થકી સર્વ દિશા વિષે સરિતાસહસ્ર જ ચાલતી,
તે યુક્ત છે કે વક્તાનો સહજ આ ગુણ છે સખિ ! ૧૮
ગીતિ—અંજનથી રંજિત દગ આ ખંજનને વિજય કરે કે જે, :
નિરંતર સ્થિર પણ હરિઉરપર તરલતર પાણું ખરે ધારે. ૧૯
રાધાકૃપાબલવડે જોકે હું વર્ણન કરવા શક્ત,
તદપિ ન વર્ણવું કિંતુ સંયોગકથાવિલંબ જ અસહ્ય. ૨૦
અનુષ્ટુપ્—રચી આભૂષણો સર્વ પુષ્પમાલા સુકંઠમાં,
ચંદને કુંકુમાદિથી સજાવી ચિત્ર રંજિતા. ૨૧
સજાવ્યું અંગમાં તેને ઉત્તરીય સુરંજિત,
આપ્યું કર્પૂરકસ્તૂરીયુક્ત તાંબૂલ ઉત્તમ. ૨૨
શિખરિણી—પછીથી પોતાની પ્રતિફલિત ત્યાં દર્પણવિષે, :
નિહાળી કાંતિને પ્રમુદિત થતાં લજ્જિત દગે;
કપોલે તો રૂડા કંઈ નિજધર્યો પાલવ અને,
વધ્યાં ત્યાં આલી તે સ્મિતમલકતાંને સજનિ ! હે. ૨૩

## માલવ તથા ગૌડી રાગ.

રાધિકે ! સરસિજનયને ! અનુસર મધુરિપુને—ધ્રુવપદ
સુમુખિ ! તને વિનયે કરી બહુ બહુ યત્ન,
હમણાં કુંજવિષે વ્રજરત્ન. ૧
ઘનસમ હરિને મળવા કર સફલ સ્વરૂપ,
સુંદરિ ! રાધે ! વીજલતા એક રૂપ. ૨
ગીતિ—અનુકૂલ મંદ વાયુ પ્રિયતમ સંગમ કરવા પ્રેરે છે,
શિક્ષા આપે કે આ ઘનતિમિરે ચરણ મંદ મંદ ધરે. ૨૪
અભિસારિક યોગ્ય સમય એમ સૂચવતા અહિં કોકિલદૂત,
તને કરે આમંત્રણ કુહૂ કુહૂ એમ કૂજતા અધિક. ૨૫
યુવજન ઉરહણનારા મદને મૂકેલ કમલબાણોની, :
પંક્તિ અલૌકિક જેને તિમિર એમ અહિં કથાય છે સુમુખિ ! ૨૬
શશિની દિગ્—અભિસારિક આંજન નેત્રાર્થ રાત્રિએ રચિયું,
અંજન શું વૃંદાવનમહાપાત્રમાં અધિક લલિત દિશતું. ૨૭
જાણ્યું સહુ સહિયોએ આ તમ અંગ અનંગસમર માટે,
તત્પર છે એમ શરમ વિસર અનુસર અરિસમ સરસ હૈયે. ૨૮

નૂપુરરશનાડિંડિમનાદે હરિ નિકટ ઝપટ જા રાધે !
અણિયાળાં કુટિલ કંઇક નયન કટાક્ષ શરવડે છત તેને. ૨૯
સ્વાગતા–વક્ર ઓષ્ઠ વળી ઉન્નત દૃષ્ટિ લાજથી નમિત કંઇ સ્મિત દૃષ્ટિ,
એ તને સ્વરથી ચંચલ ઉચ્ચે કૃષ્ણચંદ્ર ચિબુકે ગ્રહિ ચુંબે. ૩૦

इति श्रीशृङ्गाररसमण्डने सप्तम उल्लासः ।

अथाष्टम उल्लासः ।

ગીતિ–કાંચન કાંચી દામ શ્રવણ ભૂષણ કિરણ દીસ કુંજ તણા.
દ્વારે પ્રિયુને નિરખી શરમાળાં સૈયરને સખી વદિયાં, ૧
લલિત–પ્રવિશ રાધિકે ! પાસ નાથની મદનરાજના રાજમંદિરે,
વિલસ શોભતા પુષ્પપલ્લવે લલિત લાગતા કોકિલસ્વને. ૨
ગીતિ–મંદ વિપુલ વીજ સમ ઘન જઘને સુનિતંબિનિ ! અધિક ઉદાર,
વિવિધ કુસુમથી વિરચિત વિમલ શયનપર વિલસ સખિ ! અપાર. ૩
કોયલ મધુરૂં કૂજી સુખકર સમધુકર કમલસમ નયન,
કમલનયનિ ! હરિવરને પ્રકટકર નિગૂઢ રસ રસિક રાધે ! ૪
અતિ ચિંતનથી મળતાં ઐક્ય વિષે ત'મ શું હોય સંભ્રમ ઘ્હાં,
અરવિંદ નયનિ ! સુંદર કંદર્પસમાન નંદનંદનમાં ૫
પ્રકટ ભાવ આ તુજ શતગુણ રસમય ઓ કમલ રમ્ય નયનિ,
શ્રીકૃષ્ણાખ્યજ તેને સ્વસ્થાન વિષે કર અહિં આજ સખિ. ૬
હરિગીત–પછી અર્ધનમતાં મર્મમાં આનંદ વિપુલ થતાં કંઈ,
સ્મિતહાસ્ય નયન કટાક્ષમય નૂપુર પ્રકટ ઝંકારથી;
બહુ હર્ષભરભીના પુલકવપુ હરિતણા તે સ્થાનમાં,
જ્યાં વિશ્વમોહથી મત્ત મધુકર ગુંજતા ત્યાં પેસતાં. ૭
અનુષ્ટુપ્–આનંદસિંધુના પૂરે તરંગ રોમ ધારતા,
રાધામાં લીન મન ઓ અલિ ! માધવ દિશતા. ૮
ગીતિ–હું હું કરતાં પુલકો ખડાં થયાં રાધિકાસમાગમમાં,
પ્રીતે પ્રથમાગમને ઉત્સુક શુભ પરિરંભણ કરવામાં. ૯
રાધાનયનસુધાના વર્ષણથી પ્રકટભાવ અંકુર શું,
રાધા અંતર સન્મુખ રસધારાઓ! થયાં પુલક કે શું. ૧૦
અંગ અંગ અંતરમાં વિરાજતા પ્રિય બહાર સખિ ! આવ્યે,
બતાવવા પથ સુંદર રોમાવલિ અગ્રગામિની જાણે. ૧૧

ફૂલ કેશ સહ રાધા નૂપુરનાદે સિદ્ધ મધુર મંત્રે,
અંતર રહેલ પુષ્પો તે સ્મરતરૂ તરત પામતાં જાણે. ૧૨
રાધાવદનશશીથી વધતો સૌન્દર્યસિંધુ પણ અલ્પ,
માનું દગમીનો તુજ ઊછળતા સિંધુજલથકી જેહ. ૧૩
વસંતતિલકા–રાધા તણા ગુણસુધાસર કર્ણમાંથી,
આવ્યાં બહાર અતિ દૃષ્ટિજ વર્ષવાથી;
ના છે સમર્થ ઝષ કુંડલ છોડવાને,
આલંબિ સુંદરિ! હજુ પણ તે રહ્યાં છે. ૧૪
રૂચિરાછંદ–કોઈ બહાર સ્વરૂપ સુધારસ સરને તેના ગુણસરને,
હૃદયે સ્મરણ કરીને અહિં આગમન વિષય સંશય કરવે;
ચલિત થતાં પણ અધિક શ્રવણસરપર સ્નેહે પરવશ બનતા,
એમ માનતા નયનમીન તે શશિવદનિ! કદાપિ ન તજતા. ૧૫
ગીતિ–રાધાગુણસહ હરિના નિજ અંતરમાં પ્રવિષ્ટ મદન થવે,
અશક્ત ત્યાંજ જવામાં આ કેતુ કર્ણમાંહ્ય અવલંબે. ૧૬
વિવિધ લતાગૃહ કેરા પુષ્પસમાન મદન શુભ સર્વાંગ,
રાધિચ્છાથી પ્રકટ્યા વિચિત્ર શું કામભાવ અતિ સહજ. ૧૭
ધવલવસનથી અતિશય રાધાલિંગન આશથી ઢાંકેલ,
શું અતિ કર્યું પ્રકટ અલિ! એ રસ સર્વસ્વ છે નિજપ્રેમ. ૧૮
પ્રિયમુખશશિને જોતી કટાક્ષથી, તેહના સખીજન જે,
લજ્જા લઈ મલકતાં ગયાં ભવનથી બહાર સઘળાં તે. ૧૯
ચિર સંચિત શુભ ભાગ્યે નિજપતિ આલિંગન અહિં રાધાને,
ઝપટ બધા વિઘ્નોને હરિ હણતા નખશર વિજયી પોતે. ૨૦

इति श्रीशृङ्गाररसमण्डने अष्टमः उल्लासः ।

अथ नवम उल्लासः ।

અનુષ્ટુપ્–તરંગો સ્મરસિંધુના ઊછળ્યે અતિ લાજતાં,
તલ્પે આપી હાસ્યદૃષ્ટિ રાધિકાને હરિ વદ્યા. ૧
ગીતિ–વિસ્તૃત પુષ્પધરામાં કામિનિ! વિવિધ તુજ નયનકમલોએ,
બનાવેલ શય્યામાં શમાવ મદનાગ્નિ પ્રેમરસ ભીને. ૨
હરિગીત–સુકુમારતાને સુભગતાથી તુજ ચરણકમલો વડે,
સુંદર કુસુમસમુદય હરાયો હંસગામિનિ! આખરે;

અનુભવ કરે અયિ સખિ! પરાભવ ઝપટ તે તુજ રમ્ય આ,
પદકમલયુગલ કુસુમમયી ક્રીડા શયનમાં મૂકતાં. ૩
અનુષ્ટુપ્–વિચિત્ર ભાવપત્રો જે ઉરપત્રે રચેલ શી,
શય્યામાં વિલસ વ્હાલી! છે શીત તુજ સંગથી. ૪
ગીતિ–મુજ ઉરપર તુજ કુચ કર રાધે! અતિ ખેદને શમાવ ખરે,
પણ ખણાય રચના, રચ પ્રિયસખિ! તન્મય રસમય વચન અને. ૫
અધિક પુણ્યસંચયથી શાંત ઉગ્ર અતિતપ આચરવાથી,
અન્ય ન પામે તે તું તુજ અભિલાષી મ્હને મળી તેવી, ૬
તે હું ત્હારો જ ખરે તું પણ મ્હારીજ છું ન સંશય તે,
હું તુજ માટે પ્રકટ્યો તું પણ મુજસાટે યે પ્રકટ રાધે! ૭
ક્ષણ પણ રહેતી તુજમાં કુચકલશરગ્રન તથાપિ સહન કરે,
જે તે ભારે પુલકો પણ બહાર તે થયા સુખે સંગે. ૮
રસમય સુંદર વપુ આ પાલવથી ઢાંક તું ન મુગ્ધાક્ષિ!
કનકમય ગિરિપરાગે નહિ ઢંકાયો બને સખિ! કદાપિ. ૯
અધરામૃતથી અંતઃસ્પર્શીથી ઝપટ બહાર સરસતાને,
સંપાદન કર આશા ચિર સમયની પૂર્ણ કર બધું મુજને. ૧૦
શાર્દૂલવિક્રીડિત–આઢાલિંગન ચારુ ચુંબન મળે દંતાગ્રદંશે સ્ફુરે,
સીત્કારે અધરે પિયે રસ નખે રેખાથી ફેવા ધરે;
તે તે સૌરત બંધ કેલિબલથી ખીલેજ કૂજે વળિ,
ભાવો સૂચક લોચને નિરખતાં તે સાથ ખેલ્યા હરિ. ૧૧
ગીતિ–રતિરસતત્ત્વજ્ઞાને અન્યોન્ય સુભાવ ઉભય તન્મય છે,
પુંભાવ ઉચિત એને રતિશ્રુતિને ચિર શ્રવણ કરવે. ૧૨
રતિરણધીરાં રાધા - મધુભેદિમદનનખશરપતન વડે,
રોમાંચિત થઈ જાણે ભજે હર્ષ સીત્કાર વિજયનાદે. ૧૩
ઇન્દ્રવજ્રા–અન્યોન્ય તે તન્મય ત્યાં બનેલાં ગાઢા રસે પૂર્ણ વિસર્ગ કાલે,
અન્યોન્ય તદ્રૂપ થયે ફરીથી સેવે સ્વભાવો રસિકો મૃગાક્ષિ! ૧૪
ગીતિ–બન્ને મળ્યા સુખે સખિ! માધવ રાધા સુધારસ જલધિના,
સ્વેદ વિલાસ તરંગે ઉડે કણ્યુ અંગ અંગ અતિ લસતા. ૧૫
હરિના નયનકટાક્ષો જોતાં રૂપસિંધુમાં પ્રિયા ડૂબે,
તેના આલિંગનરસકંદધિવિષે સ્નાન થાય અચરજ એ. ૧૬

સમાનતા ઉદધિની ગોપીનાથરસોપર આ આપી,
તેની અવધિ જણાતી અહિં અવધિ રહિત રસ છે આ વ્હાલિ! ૧૭
નિરવધિ નિજરસ પૂરણ પરસ્પર રસે ભરેલ પ્રિયજન એ,
કેવું સુખ અનુભવતાં તે ના જાણું વિચિત્ર અતિ તેથી. ૧૮
આમ રમણ રમણ કરે રાધા સ્વાધીનભર્તૃકા પિયુને,
રચવા નિજ મંડનને બોલ્યાં આનંદમાં મધુર વચને. ૧૯
માનદ! મંડન સઘળું રચો કુસુમ આ ખર્યાં કચઉપર જ્યાં,
રતિથી ગરતી મનહર મલયજ કસ્તૂરિકાતણી રેખા. ૨૦
મૃગમદનું તિલક લલિત કરી બિંદુ મુક્તાફલનું નિરમી,
કરો બીજસહિત ઘન સમ નવલ સુધાનું નિધાન કમલાક્ષ. ૨૧
તમ આલિંગન રસમય સુધાપૂર્ણ કુચકલશ અલસ નેત્ર!
વિચિત્ર મૃગમદપત્રે કરો કરકમલ વડે જ વિશ્રામ. ૨૨
વિધ વિધ શૃંગાર સરસ કર્ણયુગલપર કુંડલ નવલ ધરી,
કંઈક કંઇક વિકસેલાં કમલ ધરો તહિં મનહર નયન હરિ! ૨૩

વસંતતિલકા—મ્હારાં કપોલ તલ લાલ તમે ચુમ્યાથી,
હે કામગર્વહર! તે પ્રતિબિંબ પામી,
આ ચિહ્ન સુંદર મુખેંદુ વહોજ તોય,
અત્યંત નિર્મલ શરીર સરોરુહાક્ષ! ૨૪
ત્વચ્ચુંબનામૃતસરોવરમાં ન્હવાતાં,
ધોવાયું અંજન શું લોચન ભૃગમા આ;
ઘેરાં કરો લલિત અંજનરેખ આપ,
આત્મસ્વરૂપ અમૃતે પ્લુત જેમ નાથ. ૨૫

અનુષ્ટુપ્—સ્વપીતવસને નાથ! નીવી રૂડા નિતંબમાં,
રચો તેમ સ્મરજયી નાદવાન્ મેખલા તથા. ૨૬

ગીતિ—મંજુસિંજથી સ્મરને જીતનારાં ચરણમાંહ્ય ઝાંઝરને,
રચો અધિક અનુપમ આ આંગલિઓપર સુચિત્ર અળતાએ. ૨૭

વસંતતિલકા—પ્રાણપ્રિયા કથિત આમ સખિ! ત્વરાએ,
શૃંગાર સર્વ રચિયાં મનથી અગમ્ય;
માનું સખી! વિવિધ ભાવવડે ભરેલું,
રાધાવશે જ હરિએ અહિં સૌ કરાયું. ૨૮

ઇતિ શ્રીશૃઙ્ગારરસમંડને નવમ ઉલ્લાસઃ।

अथ दशम उल्लासः ।

શિખરિણી–અહિં રાધાદેવી ચિર અતિ નિજોપાસન વશે,
થયાં રાજી આપી સુમુખિ ! રસસર્વસ્વ સહુ એ;
ધરી બાહુ કંઠે હરિમુનિ વિષે રૂપ રચવા,
વધાં પોતાનું તે પ્રિયવશ થયેલાં વચન ત્યાં. ૧

અનુષ્ટુપ્–રચું હું તમ શૃંગાર અહો પુરૂષભૂષણ !
મુગ્ધાક્ષિ ! ચિર ઇચ્છેલો સ્વવેશ મુજમાં કર. ૨

શાર્દૂલવિક્રીડિત–બોલી આમ ફુલોવડે અવનવાં વેણી ગુંથીં કાનમાં,
ચંપા પુષ્પજ યુગ્મ કુંડલ કરી ચિત્રો રૂડા ગાલમાં;
વાંકું કુંકુમથી રચ્યું તિલક બે રેખા વિભુને કરી,
પાટીરે વળિ કુંકુમે વિરચિયું ત્યાં બિંદુ મોતીવતી. ૩

ગીતિ–પ્રથમ કેશવેશ રચી મુક્તાહાર પ્રથમ ધરી હરિને,
હીરા કનક જડેલું કર્યું ભૂંષણ ગુંથી કેશમાં જ અને. ૪

વસંતતિલકા–આંજી સુનેત્રમહિ અંજન રમ્ય ઝીણી,
રેખા કરી સ્વશણગાર ધરે મૃગાક્ષી;
કંઠે, રૂડા સહજ હાસ્યથી આસ્યચંદ્રે,
કસ્તૂરિથી સહિત ચંદન ચર્ચિયું છે. ૫

અનુષ્ટુપ્–પ્રિયાના હસ્તકમલસ્પર્શથી જ્યાં રૂંવાં થયાં,
વિશાલ ઉરમાં રાધા રચે કાશ્મીર ચીત્ર ત્યાં. ૬

ગીતિ–રેખા એક કરી પણ તેની શોભા અધિક થતાં રાધા,
વિસ્મિત મનથી રેખા અન્ય કરી અચરજ અમને કરતાં. ૭
નિજ નીવીપર રણુતી રશના ધરીં નિજ ભુજના શણગાર,
બાહુ ઉપર ધરાવી ઉરપર પાલવ સજ્યો વળિ વિચિત્ર. ૮
નિજ ઝાંઝર સુંદર જે ચરણાંગુલિપર મનહર શણગાર,
કરી સ્વકુંકુમ શોભિત અલક્ત ચિત્ર રચે નહિ તે માત્ર. ૯
ત્રિભુવનસુંદર આવો વ્રજેન્દુનો ગોપસુંદરીવેશ,
રચતાં સહજ દિસે શું ઉચિત બધું પ્રિયતમપર આ છેજ. ૧૦

વસંતતિલકા–જોતાં વિલક્ષણ દરેક શરીર રાધા,
બીજા રસો વિસરતાં મનમાં જણાતાં;
રાધાકપોલમય દર્પણમાં પડેલા,
આત્મસ્વરૂપ નિરખી હરિ હર્ષ ઘેલા. ૧૧

અનુષ્ટુપ્—રૂપ ફેર થયેલાંને ચુંબતા કેશને ગ્રહી,
તે ક્ષણે થાય રોમાંચ કપોલે કામભાવથી. ૧૨
ગીતિ—જાગતાં શું કિંચિત્ લજ્જાસ્મિત હાસ્યદૃષ્ટિ એ મુખને,
જોતાં અતિ મુદિત બની વધ્યાં નવલ શુભ રાગ ભરિત રાધા. ૧૩
શું વર્ણવું માધવ! તમ સ્વરૂપ મનવચનને અગોચર છે,
અંગ અંગ શોભારસસિંધુ સહસ્ર ઉછળતા દિસે છે. ૧૪
ઝૂલણાં—મુજ કુચ સુચક્રવાકો તણા યોગથી ચંદ્ર નહિ, સૂર્ય નહિ કેમ કે આ,
મુજ નયન કમલ ઉત્ફુલ્લ દેખાય છે, નહિ કમલ મુજ વદન ચંદ્રમા આ;
હર્ષમાં, એમ તમ વદન કવિવર વચન એ પણ અગોચર બને પરંતુ,
અતિ સમયથી થયું સંચિત સુભાગ્ય મુજ પ્રકટ આ છે ખરે નાથ મારું. ૧૫
શિખરિણી—શશી વા આ નેત્રોત્પલ વિકસવાથી નિજગિરા,
મધુસ્યન્દે જેથી કમલવર છે નાથ મુખ આ;
ન જાણ્યું લાવણ્યામૃતસર પરંતુ પ્રકટતાં,
સ્વનેત્રાંભોજોથી અખિલ રસનું રૂપ કંઈ આ. ૧૬
ગીતિ—સુંદર યુવતીનું મુખ વદું અહો પુરુષવર્યનું વા કે,
બન્ને પ્રમાણ રૂપે ગોપવધૂનેજ માનવાનું છે. ૧૭
જાણું આ હું પ્રિય! મુજ અંતર તમ વદન તેજ નહિ અન્ય,
ઈતર હોય તો ક્યાંથી તમમાં મુજવેષનું બને સામ્ય. ૧૮
આ રીતે જો મધુઈ ત્રિભંગરૂપે કરો મુરલીગાન,
તે સમયે પુરૂષોને પણ યુવતીભાવ આપ કરનાર. ૧૯
જોકે યુવતીવેશે છતાં કટાક્ષ અતિશય અમર્યાદ,
સ્મરશરલીલા કરતા વિવેક લજ્જા હણો તમે ધૈર્ય. ૨૦
રાધાવચનસુધાની ધારાએ મંદભાવથી હસતા,
ઉત્કટભાવે અધીરાં રાધાને કરતા ઘન આશ્લેષ. ૨૧
માધવસહિત ચિરસમય રમ્યા અધર મધુમત્ત બની સખિ! તે,
રતિરસમય તે બેજણ કેવું સુખ અનુભવ્યું ન જાણું તે. ૨૨
શિખરિણી—પછી નીવી મૂકી પટીથી શણગારો પણ સખિ!
પ્રિયાકેરૂં પ્હેરી પટ પ્રિયતમા સાયજ હરિ;
વને ખેલે હસ્તિસમ મદભર્યાં જે પ્રિયતમા-
ભુજોએ બેરાતા કુચથી લલિતા માલ ધરતા. ૨૩

શિખરિણી–કરે ક્રીડા વીણે કુસુમ કદિ સૂતાં શયનમાં,
સજે માલા પીતાં અધર મધુ ગાતાં કદિ તથા;
પ્રિયસ્કંધે સ્થાપી કર સુયમુનાના તટપરે,
કરીને શ્રીકૃષ્ણ સ્ખલિતગતિ એને સુખ કરે. ૨૪

હરિગીત–જાણું ત્રિજગમાં એમનાં દાસત્વ કલ્યાણ તો,
બીજું બધું સજની ! પ્રમાણપણે હું સંશય માનતો;
અહિં તેમની શું કથા કહું હમપર ખરે કૃતવાન જે,
એ એમનો જ પરમ અનુગ્રહ આપ કૃત કેવલ થયે. ૨૫

ગીતિ–આજ સદા મુજને સખિ ! આશા કે નંદનંદન હમેશાં,
રાધાને સુખ કરજો પ્રિયા તેમ હમ ઉપર કરોજ કૃપા. ૨૬

શિખરિણી–ઇતિ શ્રીમદ્‌ગોપીચરણકમલોને અનુસરે,
સદા તેના પ્રેમામૃતઉદધિમાં મગ્ન, જીતે–
સુધાને હાસ્યે જે, પૂરણ થયું શૃંગારરસનું,
રચેલું તેઓએ વનભુવનમાં મંડન રૂડું. ૨૭

ગીતિ–જેમાં સહાય કરતા દામોદરદાસ તેમ હરિવંશ,
શ્રીવિઠ્ઠલ રચિત થયું શૃંગાર સરસ રસમંડન પૂર્ણ. ૨૮

ઉપજાતિ–શ્રીકૃષ્ણ દેવપ્રિય રામદાસ આદિ કરે સર્વ મુકુંદસેવા,
મદીય સર્વસ્વજ રૂપ નિત્યે મેં તે કર્યું શ્રીગિરિધારિનું આ. ૨૯

ઇતિ શ્રીશૃઙ્ગારરસમંડને દશમ ઉલ્લાસઃ ।

